# મુંબઈના વ્યાપારી હિસાબ



રવિશંકર ઓ. મહેતા.
દલપતરામ કે. દવે.

# મુંબઈના વ્યાપારી હિસાબ

કાચા પાકા તોલ ને આંટીની સમજણ સાથે.




લેખકો

રવિશંકર એ. મહેતા

દલપતરામ કે. દવે





છપાવી પ્રસિદ્ધ કરનાર

શેઠ ગોરધનદાસ કરસનદાસ હલ્લુ

ગુજરાતી કમરસીયલ ઇન્સ્ટીટયુટ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી-મુંબઈ.





આવૃત્તિ પહેલી : : પ્રત ૧૦૦૦

સને ૧૯૨૯ : : સંવત ૧૯૮૫





કિં. રૂા. ૨-૦-૦



## પ્રસ્તાવના

જીંદગીની જરૂરીઆતની ચીજોની મોંઘવારીના આ કઠિન કાળમાં સાધારણ માણસો પુરતી કેળવણી લઈ શકતા નથી. કેટલાએ બાળકો મહામુશ્કેલીએ બે ચાર ચોપડીઓનું જ્ઞાન મેળવી જીવનનિર્વાહનું સાધન મેળવવા માટે અભ્યાસને અળગો કરી ધંધામાં પડે છે; વળી અત્યારની અંગ્રેજી શાળાઓના અભ્યાસક્રમમાં જુના વિચારના વ્યાપારીની પસંદગીના વિષયોનું પ્રમાણ ઓછું છે. તેથી નોકરની પસંદગી કરનાર શેઠને મનતો થોડું ભણેલો કે ઝાઝું ભણેલો બેઉ અભણ જેવા છે. આ મુશ્કેલી ઓછી કરવાના ઉદ્દેશથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. આ ચોપડી માંહેના હિસાબો ગણી જાણનારો માણસ મુંબઈના કોઈ પણ બજારમાં જાય, તો ત્યાં તેને નહિ જાણેલું જાણવા જેવી સ્થિતિ નહિ રહે. અલબત સંપૂર્ણ કાબેલિયત તો તે બજારના હિસાબોનું રટણ થઈ ગયા પછી જ આવશે. . . . . . . .

વ્યાપારી હિસાબનો વિષય પોતે સહેલો છે. પણ શિખનારને વગર પદ્ધતિએ શિખવો પડતો હોવાથી અઘરો ભાસે છે. ઘણુંખરૂં માણસ જે બજારમાં જાય, તે બજારમાં કામ કરનાર પાસેથી ત્યાં ચાલતા હિસાબો શિખવાનું શરૂ કરે છે. શિખવનાર વ્યક્તિને હિસાબો ઘણી જ ઝડપથી ગણતાં આવડતું હોય છે. પણ કેમ શિખવવું, પહેલું શું શિખવવું, એનું જ્ઞાન હોતું નથી, મતલબ કે ભાવનાપૂર્વક શિખવવા પ્રેરાએલા તે પુરૂષ પાસે પદ્ધતિ હોતી નથી, એકલું જ્ઞાન હોય છે. તેથી લુખીપાખી જ્ઞાનગોળી ગળે ઉતારવી શિખનારને મુશ્કેલ થઇ પડે છે.

કયા હિસાબો શિખતી વખતે શિષ્ય વર્ગ કયાં મુઝાય છે. તે અમે અમારા આ ઇન્સ્ટીટયુટ માંહેના અનુભવ દરમિયાન જોઈ શક્યા છીએ. શિખનાર વર્ગને શિખવામાં જ્યાં જ્યાં અડચણ અમને જણાઈ છે, ત્યાં ત્યાં વિષયને વધુ સ્પષ્ટ કરી સમજાવવા અમારાથી બનતું અમે કર્યું છે. હિસાબોને ક્રમ પ્રમાણે ગોઠવી ક્રમિક દાખલાવાળાં મનોયત્નો મૂકી એક પછી એક પગથીઆં ચઢાવી, ચઢવું સૂલભ કરી મૂકયું છે.

દરેક બજારોમાં વટાવ, ટકા, દલાલી, વળતર વગેરેના નિયમો જુદા જુદા હોય છે; તેમાં પણ કેટલાએક વેપારીઓના રિવાજો જુદા હોય છે. તેથી "**રિવાજને અનુસરવા કરતાં પદ્ધતિને અનુસરવું**" અમને વાજબી લાગ્યું છે. . . . . . . .

આ ક્ષણે વ્યાપારી હિસાબોને લગતા અમને પ્રથમ પાઠ પઢાવનાર શેઠ ગો. ક. હલ્લુ ગુજરાતી કમરસિયલ ઇન્સ્ટીટયુટના માજી પ્રિન્સિપલ સ્વર્ગસ્થ દામોદર વખતચંદ શાહનો અમે જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. . . . . . . .

અમોને આ કામ કરવાની સબળ પ્રેરણાના પ્રેરક આ ઇન્સ્ટીટયુટના ટ્રસ્ટી સાહેબોના પણ અમે ઋણી છીએ. . . .

લી : કર્તાઓ.



# ❧ અર્પણ પત્રિકા ❧

ગોલોકવાસી સદ્‌ગત્ શેઠ,

**ગોરધનદાસ કરસનદાસ હલ્લુ.**

**આ**પના સહધર્મચારિણી ગંગાસ્વરૂપ ગોમતીબાઇ તથા રા. બ. શેઠ સુંદરદાસ નારણદાસે પસંદ કરેલ ધરિત્રીપર, કર્તવ્યજ્ઞ ટ્રસ્ટીઓએ પૂરી ખંતથી પોષેલ આપની પુષ્પ-વાટિકામાં વિકસેલું એક આ નાનલું પુષ્પ, કષ્ટસાધ્ય જીવન જીવનારા, અજ્ઞાન પિડિત, અનેક દીન મનુષ્યોની અંતઃકરણની આશિષો સહ આપને સમર્પી વિરમીએ છીએ.

ભાટિયા મહાજનવાડી
વિજયાદશમી ૧૯૮૪

લી.
અમો છીએ વાડીના વૈતરા
**રવિશંકર ઓ. મહેતા.**
**દલપતરામ કે. દવે.**



# અનુક્રમણિકા

## ૯ જુદી જુદી જાતના હિસાબ



## ૧૦ પરચુરણ હિસાબ



# કોષ્ટકો.

મુંબઈ માંહેની કેટલીક ચીજો કયા તોલ, કઈ ગણતરી ને કયા માપથી વેચાય છે. તે માટેના કોષ્ટકો.

## નાણાનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૩ | પાઇનો | ૧ પૈસો |
| ૪ | પૈસાનો | ૧ આનો |
| ૧૬ | આનાનો | ૧ રૂપીઓ |

## અંગ્રેજી નાણાનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૪ | ફાર્ધિંગ | ૧ પેની |
| ૧૨ | પેન્સ | ૧ શિલીંગ |
| ૨૦ | શિલીંગ | ૧ પૌંડ |

## વેપારી લોકોના હિસાબનું કોષ્ટક

| | | |
|---|---|---|
| ૧૬ | વિસવાસી | ૧ બદામ |
| ૧૬ | બદામ | ૧ દોકડો |
| ૬૧ | દોકડા | ૧ આનો |
| ૧૬ | આના | ૧ રૂપીઓ |

એક દોકડાના હિસાબ ગણતી વખતે ૧૦૦ દોકડા ગણવામાં આવે છે.

## ગણતરી સબંધી.

| | | |
|---|---|---|
| ૨ | નંગ | ૧ જોટો |
| ૪ | નંગ | ૧ ચોલું |
| ૧૨ | નંગ | ૧ ડઝન |
| ૧૨ | ડઝન | ૧ ગ્રોસ |

એક કોડીના નંગ ૨૦ ગણાય છે. પાકી કેરીમાં એકસો પાકામાં નંગ ૧૩૬ આવે છે.

## તોલ સબંધી.

| | | |
|---|---|---|
| ૪૦ | વાલનો | ૧ તોલો |
| ૧॥। | તોલા | ૧ અધોળ |
| ૨ | અધોળે | ૧ નવટાંક |
| ૨ | નવટાંકે | ૧ પાશેર |
| ૨ | પાશેરે | ૧ અચ્છેર |
| ૨ | અચ્છેરે | ૧ શેર |
| ૪૦ | શેરનો | ૧ મણ |

| | | |
|---|---|---|
| ૨૮ | રતલનો | ૧ મણ |
| ૧૧૨ | રતલનો | ૧ હંડ્રવેટ |
| ૨૦ | હંડ્રવેટ | ૧ ટન |

---

૫૨ તોલા ...૧ ક્યાટી

૧૦૦ ક્યાટી અથવા

૪॥। મણ ...૧ પીકલ

દૂધનો શેર ૫૬ તોલાનો ગણાય છે.

લોટમાં પાકો શેર ૮૦ તોલાનો ગણાય છે.

રેશમને રોહીસાના તેલમાં મુંબઈ મણ ૧ ના પાકા ૧૫ શેર ગણાય છે.

હીંગલો તથા એલીઓ મું. મણ ૧૦૦ ના પાકા ૬૦ મણ ગણાય છે.

## માપ સબંધી.

### લુગડાં માપવાનું.

| | |
|---|---|
| ૧૨ ઇંચ | ૧ ફૂટ |
| ૩ ફૂટ | ૧ વાર |
| ૨૪ તસુ | ૧ ગજ |

### અનાજ ભગવાનું.

| | |
|---|---|
| ૨ ટીપરી | ૧ શેર |
| ૪ શેર | ૧ પાયલી |
| ૧૬ પાયલી | ૧ ફરો |
| ૮ ફરા | ૧ ખાંડી |

## લાકડાં સબંધી.

### ગોળ લાકડાનું કોષ્ટક.

| | |
|---|---|
| ૧૬ આની | ૧ વિસવાસી |
| ૨૪ વિસવાસી | ૧ વસો |
| ૨૪ વસા | ૧ ખાંડી |

### વહેરેલાં લાકડાંનું કોષ્ટક.

| | |
|---|---|
| ૧૨ ઇંચ | ૧ ફૂટ |
| ૧૨ ફૂટ | ૧ ચો. ફૂટ |
| ૧૨ ચો. ફૂટ | ૧ ઘનફૂટ |
| ૫૦ ઘનફૂટ | ૧ ટન |

## ઝવેરાત સબંધી.

### તોલનું કોષ્ટક.

૧૬ આના = ૧ રતિ

૨૪ રતિ = ૧ ટાંક

આનાને કોઇક ચોખાભાર પણ કહે છે.

### હિસાબ ગણવાનું.

૧૬ વિસવાસી = ૧ બદામ

૧૬ બદામ = ૧ દોકડો

૧૦ દોકડા = ૧ ચવ-ટકો

૧૩॥ ચવ = ૧ રતિ

૨૪ રતિ = ૧ ટાંક

## કોષ્ટકની સરખામણી.

| | | | |
|---|---|---|---|
| ૨૮ | તોલા | = | ૧ મુંબઇનો શેર |
| ૩૭ાા | તોલા | = | ૧ સુરતી શેર |
| ૪૦ | તોલા | = | ૧ રતલ |
| ૨૮ | રતલ | = | ૧ મણ |
| ૪ | મણ | = | ૧ હુંડ્રવેટ |

૧ મુંબઇનો મણ = ૦ાાા સુરતી મણ

---

# કઇ ચીજ કયા તોલથી વેચાય છે તેનું લીસ્ટ.*

## સુરતી તોલ ૪૪ થી વેચાતી ચીજો.

| | | | |
|---|---|---|---|
| કરિયાતું | કલુબો | કરમાણી | કાશી |
| કોરમનું તેલ | કપુર કાચલી | કાસની | કલોજી |
| કાલી જીરી | કંપીલો | કાચકા | કવચા |
| કુલફો | કચુરો | કાઉ | કાસનીની જડ |
| કાકણેજ | કનોચા | કાલી મુસળી | કોલીજન |
| કંકોડી | કાકડીના બી | કાળા દાણા | ખાખસીર લાલ |
| ખોપરીયું લાલ | ખતમી | ખુબાજી | ,, પીલી |
| ખારી પીપર | ખસખસના પોસ | ખડબુચના બી | ખસખસ કાલી |
| ગુલાબ ફુલ | ગોખરૂ | ગરણીના બી | ગંધોબી રોજો |
| ગુલેગાઉ જુબાન | ગુલે ખેરૂ | ગાઉ જુબાન | ગમનાથક |
| (ઉસક) | ગુજર | ગરદેસમાગ | ગુલે હરમાણી |

| | | | |
|---|---|---|---|
| ગરમાલાનોગોલ | ગુલે ગાફસ | ગુવાગરૂ | ધવલા |
| ધાપાણ | ચીનીકબાલા | ચોપચીની | ચીકાખાઈ |
| ચીત્રક | ચણોઠી લાલ | ચવક | ચીમેડ |
| જેઠીમધ | જમાલ ગોટા | જરાવન | જુકો |
| જેરી નાળીએર | જેરી ગોટલી | જેર કોચલા | જરસ |
| તેજબલ | તોદરી લાલ | તોદરી સફેદ | તોદરી પીલી |
| તુકમેકસુસ | તમાલપતર | તકમરીયા | ત્રાયમાન |
| ત્રીફલા | દીકામારી | દેવદાર | દારૂહલદાર |
| ધાવડીના ફુલ | ધમાસો | નખલા | નાગકેસરકાલા |
| નસોતર | નરલવીંગ | નાગર મોથ | નવસાગર |
| નીરમલી | પીપરી મુળ | પીસ્તેબીરૂન | પીપળા |
| પીપર બંગાલી | પીપર સુવાલી | પથરેસરયુમ | પાંદડી |
| પુનરનવા | પદમક | ફરંગ મુંસક | ફુદીનો |
| બેદાણા | બાદીયાન | બનપશા | બમન લાલ |
| બમન સફેદ | બલબીજ | બેઈમાત્રાં | બાલતંગ |
| બાલુગા | બાદરંગ બોયા | બાવચી | |
| બીલીનો મગજ | બાબુના | બાદાવરગ | ભુજગંધ |
| બહુફલી | બુરેહરમાણી | ભોજપતર | ભરમી |
| ભરમદંડી | ભારીંગ | મોરથુથુ | મરવો |
| માલકાકણી | મદનમસ | મુસકેતરામસી | મનછલનો લોટ |
| માયપત્રી | મરડા સીગ | રાસના કાલી | લીલોફર |
| વરધારો | વાપુંભા | વરીયાલીની જડ | સાલમલસણી |
| ધોળી મુસલી | સંચલ | સાજીરૂ | સમુદર ફલ |
| સકર તગર | સાથરી | સાથર પતી | સદાપ |
| સુરીજન મીઠુ | સતાવલી | સકાઈ | હંસરાજ |
| મખાના | હીંમડો ખાવાનો | હબુલાસ | હબેજુલમ |
| હીરાબોલનો લોટ | મેંદી | સુરીજન કડવું | હમામા ગુલે |

| હરતાલનો લોટ | એલીયો | અજમોદ | એખરો |
|---|---|---|---|
| આસન | આમલા | અનીસુન (એરવાદેસ) | આલમબેત |
| અપસેટીન રૂમી | ઓટીગણ | અકલેમુલક | અતવસ કલી |
| અનાર દાણા | અસગર ઘાસ | ઇસફ ગોળ | ઇસબંધ (હરમરો) |
| ઈંદ્રજવ | ઉનાબ | ઉસતે કદુ | ઉદબલેસાન |

## સુરતી ૪૨ થી વેચાતી ચીજો.

| પુરવી દાના | મયાગરૂ | રતાંજલી | લવીંગ |
|---|---|---|---|
| લવીંગની કાંડી | હરડે મોટી | એલચી | એલચીદાણા |
| એલચા | કાથો ચીનાઈ | | |

## સુરતી ૪૦ થી વેચાતી ચીજો.

| કડુ | કાથફુલની છાલ | કાકડાસીંગ | કેવડાની જડ |
|---|---|---|---|
| કડા છાલ | ખડીયો ખાર | ખુરાસણી | ગુલેઅનાર |
| ઘોડાવજ | ચીનીયો ગુંદર | ચંદરસ | જટામાસી |
| જવાંન | ટંકણખારતેલીઓ | તગર ગઠોડા | દવણો |
| દગડ ફુલ કાલા | નરગુંદી | નરકચુર | પારો |
| પાખણભેદ | પાંદડીયો ધુપ | પરવાલાની જડ | પડવાસ |
| ફટકી લાલ | બેકેકરફસ | બોદાર | બગડ ખાર |
| માજુ ફલ | મજીઠ | મેદા લકડી | મનછલ |
| મકો | રસેઅંજુબાર | રેવન લકડી | રેસાખતમી |
| રસવંતી | રગબાદશાહ | લોદર | લોબાન રસનું |
| લોબાન કોડીયું | વછ નાગ કાળો | વાળો | શંખજીરૂ |
| સોનાગેરૂ | સીગરાસક | સેલારસ | સુરમો |
| સ્યામની લાખ | સોનામુખી(દગડી) | હીંગબોક | હીરાબોલ |
| હરતાળ દગડી | વરખી (દગડી) | હજરતબેલ | ખરોઅક્કલકરો |
| ખોટોઅક્કલકરો | આમલસારો | ઉપલેટ ખરો | ઉપલેટ ખોટો |

## મુંબઇ તોલ (૪૨) થી વેચાતી ચીજો.

| | | | |
|---|---|---|---|
| કાથો કાનપુરી | કાથો કેવડીયો | ગુગલ | નાગકેસરલાલ |
| મીણ ચીનાઇ | મરી સફેદ | મરી કાલા | મધ |
| મીણ પીલુંખરૂ | લાખ ઇછાવરી | લાખ પતલી | લાખ બંગાલા |
| વાવણીંગ | સુખડ ઉંચી | સુખડનો વહેર | હીમજ |
| આબા હલદર | | | |

## મુંબઈ મણ તથા હંદ્રવેટથી વેચાતી ચીજો.

| | | | |
|---|---|---|---|
| કાળી ખજુર | કંકુ | કડાયો ગુંદર | કેરવાસીક |
| ખડીઓ ખાર (વીલાયતી) | | ખાખણાનું તેલ | ગોપીચંદન |
| ગુલકંદ | ધાસીયો (પીતપાપડો) | | છડીલો |
| છીપ મોતીની | તાપીઓ | પાખણજોદ (દગડીયો) | |
| ફટકી સફેદ | બેડા | મીંઢોળ | બેડા છાલ |
| રાલ | (વડગુંદા) સીપીસ્તાન | સોનામુખી | સમુદર ફીણ |
| સુંઠ | સાબુદાણા | સીદામીઠું | સાવરસીંગુ |
| સફેતો | સીંદોર | સાજીખાર | સુરોખાર |
| સરેસ | હરડા | હીરાકસી | અલસી |
| આરારોટ(તપખીર) ઇસેસ | | બીલામાં | ઇદરામણ |

## રતલથી વેચાતી ચીજો.

| | | | |
|---|---|---|---|
| કીરમજ | કેરબો | કેસર સુરજછાપ | કપુર દેશી |
| કાલીપાટ | ખેરસાર ઉંચો | ખાપરકું લીલું | ગલોનું સત્વ |
| ગોરૂચંદન ખરૂ | ગોરી ગુંદ | ચમક પથરી | ચણોઠી સફેદ |
| જદવાર | જવખાર | જસતના ફુલ | જંગાલ |
| જેર મોરો | જુનમેદસ્ત | હીંગ | જાયફળ |
| જાવંત્રી | જુલાફો | તુરંજબી | દરૂનજ |

| | | | |
|---|---|---|---|
| પપેતા | પાઉજર | પરવાલાની કાંડી | ફરફીઉન |
| બનપસાના ફુલ | બરાસ | બુજેદાન | બાલાવજ |
| મસતકી | મામેરો | રસ સીદોર | રસકપુર પાપડી |
| રોમાનું તેલ | રબેસુસ | રાસના સપેત | રસકપુર કરંડીયાનો |
| એલચીનું તેલ | અજમાનું તેલ | લવીંગનું તેલ | વાંસકપુર |
| વખમો | સાલમપંજો | સેકમુનીઆ | સુખડનું તેલ ઉંચુ |
| સકાકુલ | સેલાજીત ખરો | હીરા દખણુ (સીરખસ માના) | |
| હપતેમુન | હબેબલેસાન | અજમાના ફુલ | અબરેસમ |
| અગર ઉંચો | અગરબતી | ઉસબો | ઉદેસલીફ |
| હડતાવ વરખી | આસીટ | પેપરમીટ ફુલ | ઇસફગોલની ભુકી |

## સુરતી શેર વેચાતી ચીજો.

| | | | |
|---|---|---|---|
| રસકપુર ચાકી | તજનું તેલ | મુમઈ | સીગાપુરી ખરા (ભીમસેનીબરાર) |

## તોલાના ભાવે વેચાતી ચીજો.

| | | | |
|---|---|---|---|
| કસતુરી | અંબર | સોનાચાંદીના વરખ | મોતી ખાખો |
| ત્રીયા પારેખ | | | |

---

* આ માહિતી અમોને ગાંધી પ્રાણજીવનદાસ દામોદરદાસની કૃપાથી પ્રાપ્ત થઈ છે. ઠે. જુમા મસીદ.

## સુરતી તોલ.

| | | |
|---|---|---|
| સુ. તો. ૪૦ શેરનો મણ | | કપુર પાકું, ગંધક અમલસાડ સાફ કરીને, |
| | ,, | ગુલાલ ગામઠી પારો લોબાન બોદાર અને પાકી સુતળી. |
| સુ. તો. ૪૧ | ,, | ખાંડ ડાબોટો. |
| સુ. તો. ૪૧ા | ,, | હાથીદાંત. |
| સુ. તો. ૪૨ | ,, | ગાંજો. મેવાડીને ગુજરાતી જીરૂં, પિસ્તાં મગજ ગામઠી, બદામ લવિંગ, લાખચપડી, વરીયાળી, હરડેને ઇલાયચી. |
| સુ. તો. ૪૩ા | ,, | સાકર ચુનચુની |
| સુ. તો. ૪૪ | ,, | કરીયાતું, કમળકાકડી, કાળીખજુર, ખસખસ, ગંધક અમલસાડ, ગોખરૂં ગુંદરકઢાઇઓ, ચીનીઓગુંદર ચારોળી, ચિમડ, લાલચણોઠી, જરદાળુ મસકતી જીરૂં, જબલપુરી જીરૂં, સફેદજીરૂં, ટેકણખાર, ત્રિફળાં, પીત પાપડા, લાલ ફટકડી, બદામ કાગદીરાજગરો, સીંગાપુરીલાખ. સરસ શીંગોડાં હીંગ અખરોટ, અંજીર અબરખ ઇંદ્રજવ. |

---

## ખાંડી.

| | |
|---|---|
| ૨૦/૪૪ | કાળીજીરી ગરમાળાનીસીંગ જેઠીમધ બહેડાં મીંઢળ ભોંયસીંગ આંબળાં આંબોળીયાં. |
| ૨૧ મણની | કાથાના દોરડાં મલબારી. |
| ૨૮ ,, | પતંગના લાકડાં સીંગાપુરી. |

# મુંબાઈ તોલ.

૪૦ શેરનો મણ ગુલાલ રાજાપુરી, ડામરનાં પીપ, તેલ, રાળ, ગામઠી સાકર કાચી સુતળી.

૪૨ ,, કંકુ, કાજુ, કપુરકાચ્યું, કાથોખાવાનો, કાળી દ્રાક્ષ, મીણ, મધ. સફેદ મરી, સોપારીસેવરદાન.
મુંબાઈના ૧૦૦ મણનું પાકા ૧૫ શેર કાચું રેસમને રોહીસાનું તેલ.

મુંબાઇના ૧૦૦ મણનું પાકા ૬૦ મણ હીંગના વાડીયાં.

૬ મણની કોથળી બંગાળી ખાંડ, સુરોખાર ચોખાની ગુણ.
૭ ,, કોથળો ઘઉંનો આટો.

૧૧ મણની ખાંડી ધાણા કાનપુરી.

૧૪ ,, ગાંસડી. તમાકુ.
૧૪ ,, ખાંડી અજમો.
૧૫ ,, ખાંડી સુવા.
૧૬ ,, ખાંડી અરીઠાં.

૨૦ ,, ખાંડી કાથાના દોરડાં. સીંગદાણા એરંડીયા, તલસફેદ કાબરા પુરબીયા ભાલને કાળા તલ.

૨૧ ,, ખાંડી પાપડીયો ખારો, ખોળ, ગોળના રવા, ગુગળ, બટેટા, લાલ મરચાં, લસણ, કાળાં મદી, ભીંડી, ચીકણી સોપારી સુંઠ, બંગાલી, શણ હળદર અને ઉન.

૨૨ ,, ખાંડી કાંદા, આખી આમલી.
૨૨॥ ,, ખાંડી કોપરૂં, રાઈ
૨૫ ,, ખાંડી હરડાં ભીલામા } ચણા તુવેરમસુર મેદી
૨૬ ,, ખાંડી ઘઉં પીળા લશ્કરીને કાઠા. } ચુની વાલ વટાણા.

૨૭ ,, ખાંડી ઘઉં પીસીના ને કઠી બાજરો જુવાર મકાઈ જવ નાગલી
૨૮ ,, ખાંડી અડદ, રૂ, કોકમ સીંગાપુરીકાથો કપાસીયા ખારેકને ફટકડી.

૨૯ા૬ શેરની ખાંડી ખારેકના કપા મગફળી.
૩૦ મણની ખાંડી ખજુર.
૪૦ ,, ખાંડી મહુડાં.

# આણુપાણુની સમજ.

એક વસ્તુના ચોથા ભાગને પા કહે છે અને તે વસ્તુના સોળમાં ભાગને આની અથવા આનો કહે છે. આની એટલે પાનો ચોથો ભાગ અને આખી વસ્તુનો સોળમો ભાગ.

| | | | |
|---|---|---|---|
| ૦। | પા | ૦)-। | સવાઆનો |
| ૦॥ | અરધો | ૦)=॥ | અઢીઆના |
| ૦।॥ | પોણો | ૦)≡।॥ | પોણાચારઆના |
| ૦)- | એક આની | ૦॥)૦॥ | અરધો અરધીઆની |
| ૦)= | બે આની | ૦।॥≡॥ | પોણો સાડાત્રણઆની |
| ૦)≡ | ત્રણ આની | ૧૩॥=॥ | સાડાતેર આઢીઆની. |

નીચેની સંખ્યાને બરાબર સમજો.

| | | | |
|---|---|---|---|
| (૧) | રૂ. ૧૩પ॥≡।॥ | (૨) | મણ. ૩પાપ |
| (૩) | ખાંડી ૧૨॥૨॥ | (૪) | શેર. ૪।≡ |

નીચેની રકમને આણુપાણુમાં લખો.

(૧) પોણીઓગણીસ મણ સાડાસાત શેર

(૨) સાડીબાવીશ રૂપીઆ પોણાચાર આના

(૩) સવા બે ખાંડી અઢી મણ

(૪) બે કળશી બે મણ

## આણુંપાણુના સરવાળા.

**રીત**—ચાર પાણે એક થાય છે માટે પાણોનો સરવાળો કરી તેને ચારથી ભાગવા અને જે ભાગમાં આવે તે વધ્યામાં લઇ આગળ ચઢતા અંકનો સરવાળો કરવો. ભાગતાં જે બાકી વધે તે શેષ તરીકે મુકવા.

દાખલો—

| | |
|---|---|
| ૪।।≡।। | પહેલાં પા આનીઓનો સરવાળો લીધો તો સાત |
| ૩।।=।। | આવ્યા તેને ચારે ભાગતાં એક આખી આની આવી |
| ૨।।-।। | અને ત્રણ પાઆની વધી તે શેષમાં મુકી એક |
| ૧૧।।≡।। | આનીની વધ્યા લઇ આનીઓનો સરવાળો લીધો તેનો |

પણ સાત સરવાળો આવ્યો. એટલે તેની એક વધ્યા લઈ પા નો સરવાળો કર્યો તેનો સરવાળો નવ આવ્યો તેને ચારે ભાગતાં એક શેષ (પા) મુકયો અને બાકી ૨ વધ્યા+૨+૩+૪ મળી ૧૧ આવ્યા.

દાખલો—

આવા દાખલાઓમાં હલકા પરિણામથી સરવાળો શરૂ કરવો.

| | | | | |
|---|---|---|---|---|
| | | | | શેરનો સરવાળો કરતાં ૭ પાશેર આવ્યા |
| ખાંડી- | ૩। | ૪।। | ૨।। | તેમાંથી અરધોશેર મુકી એક આખો શેર |
| | ૧૭।। | ૧।। | ૫।। | વધ્યામાં લઇ શેરનો સરવાળો કર્યો તો |
| | ૫।। | ૨।। | ૩। | ૧૧ શેર આવ્યા. તેનો એક પા મણ |
| | ૨૬।।। - | ૪J - | ૧।। | વધ્યામાં લીધો એટલે ૧૧ શેરમાંથી પા |
| | | | | ના ૧૦ શેર જતાં ૧ શેર રહે તે મુક્યો |

અને એક પા મણ વધ્યામાં લઇ આગળ પા મણનો સરવાળો કર્યો તો આઠ પા મણ આવ્યા તેમાંથી બે મણ નીકળ્યા તે મણમાં ઉમેરતાં કુલ નવ મણ આવ્યા તેમાંથી એક પા ખાંડી નીકળીને ચાર મણ બાકી રહ્યા તે મણની જગાએ મુક્યા અને આગળ એક ૭। ખાંડી વધ્યામાં લઇ સરવાળો કર્યો તો ૨૬।।। ખાંડી આવી.

---

## દાખલાઓ.

( ૧ ) ૩૭૮।।।=।। + ૪૯૮।।-।।। + ૯૭૬।।।=।।।

( ૨ ) એક વખારમાં ૩૫।।।= ખાંડી બાજરી. ૧૩૭।।= ખાંડી ઘઉં અને ૨૦૮।।≡ ખાંડી ચોખા છે તો એકંદર કેટલું અનાજ થયું

( ૩ ) ૫૪૩।।≡।। રૂ. નું સોનું લીધું. ૯૩૮।=।।। રૂ. નું કાપડ લીધું તથા ૧૨૬।।।-।। નું પરચુરણ ખરચ થયું ત્યારે એકંદર કેટલો ખર્ચ થયો.

( ૪ ) ૧૨।।≡ તોલા સોનાની સાંકળી કરાવી, ૧।।= તોલાની વીંટી કરાવી અને ૨૩।।≡ સોનું બાકી વધ્યું ત્યારે સોનું એકંદર કેટલા તોલા હશે.

( ૫ ) ૧ લી તારીખથી ૧૦ મી તારીખ સુધી રોજ શેર ૫।।= ૧૧ મી તા. થી ૨૦ મી સુધી રોજ શેર ૩।- અને ૨૧ મી તા. થી ૩૦ મી સુધી રોજ શેર ।।।= દૂધ લેવામાં આવ્યું. તો આખા માસનું દૂધ કેટલું લેવાયું ?

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ( ૬ ) | ખાંડી | ૭। | ૩।। | ૭।= | ( ૭ ) | તોલા | ૫ | ૦। | ૩।। |
| | ખાંડી | ૫।।। | ૨।। | ૮।- | | તોલા | ૬।। | ૦।। | ૨। |
| | ખાંડી | ૧૨।। | ૪।।। | ૬।≡ | | તોલા | ૯।।। | ૦।।। | ૩।।। |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ( ૮ ) | મણ | ૧૨।। | ૩।=।। | | ( ૯ ) | કળશી | ૩૮।। | ૪। | ૭।= |
| | મણ | ૧૮।।। | ૬।।।- | | | કળશી | ૩૪।।। | ૩।।। | ૫।= |
| | મણ | ૨૬।।। | ૮।।।=। | | | કળશી | ૧૬। | ૨।। | ૩।- |

(૧૦) એક વેપારીને સાડાત્રણલાખ સાડીપાંત્રીશહજાર, સાડીપાંત્રીશસો રૂપીઆનો રૂના વેપારમાં તથા સવા બે લાખ સવા પાંચ હજાર સવા નવસો રૂપીઆનો સોનાના વેપારનો ફાયદો થયો તો કુલ એકંદર કેટલા રૂ. નો ફાયદો થયો.

---

# આણુપાણુની બાદબાકી.

**રીત**—સરવાળામાં બતાવેલી રીત મુજબ બાદબાકીની રીતે મોટી રકમની નીચે નાની રકમ મુકી બાદબાકી કરવી.

(૧)

```
 ૩૨॥≂।
-૨૬॥≋॥
 ------
 ૫॥।≂॥।
```

આ દાખલામાં જમણી બાજુ છેવટ પા આની છે તેમાંની નીચેની અરધી આની બાદ કરવી છે તો ઉપરની બે આનીમાંથી એક આની લઇએ તેની ચાર પાઆની થાય એટલે તે એક પા આનીમાં ઉમેરતાં પાંચ પા આની આવી તેમાંથી નીચેની બે પા આની બાદ કરી તો ત્રણ પા આની બાકી રહે તે મુકી. હવે ઉપર એક આની છે તેમાંથી નીચેની ત્રણ આની બાદકરવા બે પા છે તેમાંથી એક લઇએ તેની ચાર આની અને એક આની, મળી કુલ પાંચ આની થઇ તેમાંથી નીચેની ત્રણ આની બાદ કરતાં બે આની રહે ઉપર એક પા રહેલ છે તેમાંથી નીચેનો અરધો–બે પા બાદ કરવો છે એટલે બાજુના બેમાંથી એક લઈએ તેના ચાર પા અને એક પા છે એટલે પાંચ પા થયા તેમાંથી બે પા બાદ કરતાં બાકી ત્રણ પા રહે હવે બાકી રહેલા ૩૧ માંથી ૨૬ બાદ કર્યાં તો ૫ બાકી રહ્યા.

(૨)

```
 તો. વા.
 ૫॥ ૩॥
-૨॥ ૪॥।
 ------
 ૨॥। ૮॥।
```

આ હિસાબમાં અરધાવાલમાંથી પોણો વાલ બાદ કરવા એકવાલ લીધો તેના ચાર પા વાલ અને બે પા વાલ મળી ૭ પા વાલમાંથી ત્રણ પા વાલ બાદ કરતાં ત્રણ પા વાલ રહ્યા તે નીચે મુકયા હવે બે વાલમાંથી ચાર વાલ બાદ કરવા બાજુમાંથી એક પા તોલો લીધો તેના વાલ દસ ને બે વાલ મળી બાર વાલ થયા તેમાંથી ચાર બાદ કરતાં બાકી આઠ વાલ રહે.

હવે બાકી રહેલા સવા પાંચ તોલામાંથી અઢી તોલા બાદ જતાં ઉપરની રીત મુજબ પોણા ત્રણ તોલા બાકી રહે તે મુક્યા.

## દાખલાઓ

(૧) ૫૦૨॥≈।—૪૩૬॥≋।

(૨) એક વેપારી પાસે ૨૦૦૦ રૂ. હતા તેમાંથી ૪૯૬॥≈।નું કાપડનું તથા ૭૭૮॥≈॥ રૂ. નું દાગીનાનું બીલ ચુકાવ્યું ત્યારે તેની પાસે કેટલા રૂ. રહ્યા.

(૩) એક વખારમાં ખાં. ૧૨૪૬॥ ૩॥ ૬॥≈। અનાજ છે તેમાંથી સવારે ખાં. ૧૩૮॥ ૪। ૭॥≋। તથા સાંજે ખાં. ૨૭૯। ૨॥ પા~॥ અનાજ વેચવામાં આવ્યું તો કેટલું અનાજ બાકી રહે.

(૪) તોલા ૩॥ ૧। ૨॥ ની વીંટીઓ કરાવી તથા તોલા ૧૨॥ ૦॥ ૨॥ ની કંઠી કરાવી. કુલ ૨૦ તોલા સોનું હતું તો બાકી કેટલું રહે.

(૫) આજની સિલિકમાં સો રૂપીઆની સાત નોટો દશ રૂપીઆની ૧૨ નોટો, પચાસ રૂપીઆની ૩ નોટો, પાંચ રૂપીઆની ૩૧ નોટો. ૧૩૬) રૂ. રોકડા તથા ૨૩॥≈॥ રૂ. નું પરચુરણ છે ત્યારે એકંદર સિલિક કેટલી.

(૬) મણ ૧૨। ૩॥≈ સોપારીમાંથી ખરાબ સડેલી સોપારી મણ ૦॥ ૭॥≋ બાદ કરતાં કેટલી રહેશે.

(૭) કોસલા ગુણી ૧૩૬ છે તેનું વજન મણ ૩૮૬॥ ૭। છે દર ગુણીએ બારદાન શેર એ બાદ જતાં ચોકખું વજન શું.

(૮) એક હાંડીમાં ૧॥≈ મણ દૂધ છે તેમાંથી પા~ શેર મેળવી દીધું, ૧૬॥≈ શેર નો દૂધપાક બનાવ્યો, અને ૧॥≋ શેર ઢોળાઈ ગયું તો બાકી કેટલું રહશે.

| | રૂ. | દોકડા | બદામ | રૂ. | દોકડા | બદામ |
|---|---|---|---|---|---|---|
| (૯) | ૧૦૯૬॥ | ૨૧॥ | ૨॥ | ૬૭૮॥॥ | ૧૮॥॥ | ૩॥॥ |

(૧૦) ૩૨૬॥≈। રૂ. મારા પાસે છે અને ૬૫૭॥≋॥ ઉછીના લાધા મારે એક હજાર રૂપીઆ પુરા કરવા છે તો કેટલા ઘટે.

## આણુપાણુના ગુણાકાર.

**રીત**—પહેલાં પૂર્ણાંક રકમોનો ગુણાકાર કરી ત્યાર બાદ પાવલાં અને આનીનો અરસપર ગુણાકાર કરી બધાનો સરવાળો લેવો.

| | |
|---|---|
| ૨૬॥=॥<br>૧૨।~<br>———<br>૩૧૨<br>૬)<br>૧।।।=<br>૬॥<br>૧॥=<br>૦)≡૦॥<br>———<br>૩૨૭॥≡૦॥ | પહેલાં છવીશને બારે ગુણ્યા તો ૩૧૨ આવ્યા. પછી અરધાને બારે ગુણ્યા તો બાર અરધે છ આવ્યા. પછી અઢી આનીને બારે ગુણ્યા તો ત્રીશ આના આવ્યા તેને સોળે ભાગી રૂપીઆ કર્યા તો ૧।।।= રૂ. થયા. હવે પાને છવીશે ગુણ્યા તો ૬॥ આવ્યા. અને એક આનીને છવીશે ગુણતાં છવીશ આના એટલે રૂ. ૧॥= આવ્યા. હવે માત્ર ૦॥=॥ ને ૦।~ થી ગુણવાના બાકી રહ્યા. તો બંનેની આની કરી ગુણાકાર કરવો તો ઉપરની |

૧૦॥ આનીને નીચેની પાંચ આનીથી ગુણતાં ૫૨॥ ઉપઆના આવ્યા. ઉપઆનાને સામે ભાગવાથી આના આવે એટલે તેને સામો ભાગવાથી રૂ. ૦)≡૦॥ સવાત્રણ આના અરધો ઉપર આનો આવ્યો. હવે તે બધી રકમનો સરવાળો કરતાં જવાબ ૩૨૭॥≡૦॥ આવ્યો.

---

**ટીપ:**—ગુણાકારમાં નીચેની હકીકત યાદ રાખવા જેવી છે.

(૧) ૦।×૦।=૦)~
૦।×૦॥=૦)=
૦।×૦।।।=૦)≡
૦॥×૦॥=૦।
૦॥×૦।।।=૦।=
૦।।।×૦।।।=૦॥~

(૨) ૦।×૦)~=૦)૦।
૦॥×૦)~=૦)૦॥
૦।।।×૦)=૦।।।

(૩) ૦।×૦)=૦)૦॥
૦॥×૦)=૦)~
૦।।।×૦)=૦)~॥

(૪) ૦।×૦)≡=૦)૦।।।
૦॥×૦)≡=૦)~॥
૦।।।×૦)≡=૦)=॥

## દાખલાઓ.

(૧) ૭ાાન્ના રૂ. માં એક ચાદર મળે છે. તો ૩૪૫ ચાદરોનું શું આપવું પડશે.

(૨) ૧૬ાાૢાા × ૫૭૯ાાાન્ના.

(૩) એક રૂપીઆની ૧ાન્ના શેર ચા મળે છે તો ૨૭ાા રૂ. ની કેટલી મળે.

(૪) એક એકર જમીનમાં ખાંડી ૧૯ાા ૩ાા ૭ાા બાજરી પાકે છે તો ૨૩ાાા એકરમાં કેટલી બાજરી પાકે છે.

(૫) રૂ. ૨૨ાાૢાા નું એક તોલો સોનું મળે છે ત્યારે તોલા ૧૭ાાા નું શું આપવું.

(૬) ખાંડી ૧૬ાા મણુ ૩ાાા શેર ૬ાાા × મણુ ૧૩ાાા શેર ૨ાા

(૭) એક વખારમાં ખાંડી ૧૯ાા મણુ ૩ાા શેર ૪ાા અનાજ છે. તેવી ૧૪૮ વખારો ભરી છે તો કેટલું અનાજ હશે.

(૮) ચાંદીનો એક લોટો બનાવવામાં તો. ૨૮ાા ૦ા ૩ાા સોનું જોઈએ છીએ ત્યારે ત્રણુ ડઝન લોટા બનાવતાં કેટલી ચાંદી લેવી જોઇએ.

(૯) એક મણુ ઘી ના ૨૯ાાા= રૂ. બેસે છે ત્યારે મણ ૮ાા—૮ાા નું શું આપવું જોઇએ.

(૧૦) સવારે શેર ૨ાા= અને સાંજે શેર ૩ાાા- દૂધ વેચાતું લેવામાં આવે છે દૂધનો ભાવ રૂ ૦ા -ાા છે ત્યારે તા ૧૫ મી માર્ચથી તા. ૧૮ મી એપ્રીલ સુધીનો ખર્ચ કેટલો આવશે.

---

# આણુપાણુના ભાગાકાર.

**રીત**—ભાગાકારની રીતે ભાગાકાર કરવો પણુ નવો ભાગ ચલાવતાં વધેલા શેષને દસ વડે ગુણુવા અને પછીનો સંખ્યાંક અંદર ઉમેરી દેવો ત્યાર પછી નવો ભાગ ચલાવવો એ મુજબ આખો ભાગાકાર પુરો કરવો.

૬૨।= ) ૭૫૬।ાા ( ૧૨)=
૬૨।=
―――
૧૨॥=
×૧૦
―――
૧૨૦
૫
૧।
―――
૧૨૬।
+૬।૦॥
―――
૧૩૨॥૦॥
―――
૧૨૪॥
―――
૭॥૦॥
―――
૭॥૦॥
―――
૦)૦)

ભાગાકારના આ હિસાબમાં પહેલાં એકનો ભાગ ચલાવ્યો, તો ભાજકને એક વડે ગુણુતાં ૬૨।= આવે તે ૭૫ માંથી બાદ કરતાં બાકી ૧૨॥= રહે. હવેનો ભાગ ચલાવવો છે તે આંકડો દશગણો ઉતરતો છે એટલે કે દશકનો ભાગ ચલાવ્યો હવે એકમનો ભાગ ચલાવવો છે તો વધેલી દશકની સંખ્યાને દશે ગુણુવાથી એકમ આવે તો દશે ગુણુતાં ૧૨૬। આવ્યા તેમાં એકમના ૬।૦॥ ઉમેર્યા પછી બેનો ભાગ ચલાવ્યો એટલે બાકી ૭॥૦॥ વધ્યા. હવે પા ને ભાગ પણુ નહિ ચાલે પણુ ૦)= (બેઆની) નો ભાગ ચાલશે માટે ૬૨।= ને ૦)= ગુણુતાં ૭॥૦॥ આવ્યા તે શેષમાંથી બાદ કર્યા એટલે ભાગાકાર પુરો થયો અને જવાબ ૧૨)= આવ્યો.

## દાખલાઓ.

(૧) ૨૩૧॥~ ÷ ૧૬। અને ૧૫૨।~॥ ÷ ૯।=

(૨) એક મણના રૂ. ૩૨૧॥= પડે છે ત્યારે ૩૬૯૮॥≈ રૂ. માં કેટલા મણ આવશે.

(૩) એક રૂપીઆનું ૧॥।= શેર ઘી મળે છે ત્યારે ૧૩૨॥=॥ શેરના કેટલા રૂપીઆ થવા જોઇએ.

(૪) ૬૫ ખાંડી ૧॥। મણ ૭॥। શેર ૧ નવ. ÷ ૨૭॥ મણ ૨॥। શેર.

(૫) ૨૪૨ ખાંડી ૨॥। મણ ૩॥। શેર ÷ ૩૭॥ મણ ૭॥ શેર.

(૬) એક માણસને દર મહીને રૂ. ૧૨૫।= પગાર મળે છે ત્યારે રૂ. ૯૫૯૪।~ મળવાને કેટલા માસ નોકરી કરવી પડશે?

(૭) એક વીંટી બનાવવામાં વાલ ૧૨॥ ૧। સોનું જોઇએ ત્યારે ગદી. ૪૭ ૩॥ સોનાની કેટલી વીંટીઓ બને?

(૮) કાપડનો એક તાકો ગજ ૨૩॥ તસુ ૫। નો થાય છે ત્યારે ગજ ૧૨૯૨॥ ૪। તસુ કાપડ લેવાને કેટલા તાકા ખરીદવા જોઇએ.

(૯) એક માણસ રોજ રૂ. ૩॥।≈। કમાય છે તો તેને રૂ. ૪૧૯)૦॥ કમાવાને કેટલા રોજ કામ કરવું પડશે?

(૧૦) એક આંબા ઉપરથી ૩૭॥ મણ ૭॥ શેર કેરી ઉતરે છે ત્યારે ખાંડી ૨૪૨ ૨॥। ૩॥। કેરી કેટલા આંબા ઉપરથી ઉતરે?



# સૈંકડાના હિસાબો.

૧૦૦ નંગ = ૧ સૈંકડો.

**એક રૂપીઆના દોકડા સો, અને સૈંકડાના નંગ પણ સો; માટે જેટલે રૂપીએ સૈંકડો તેટલે દોકડે નંગ મળે. તેમજ એક આનાની બદામો સો, અને સૈંકડાના નંગ પણ સો માટે જેટલે આને સૈંકડો તેટલી બદામે નંગ મળે.**

**દાખલો ૧ લો**—પાંચ રૂપીઆના ૧૦૦ જમરૂખ મળે છે. તો પાંચ નંગનું શું આપવું?

૫ દોકડા એક નંગના.
×૫

જવાબ રૂ. ૦।

૨૫ દોકડા પાંચ નંગના.

**દાખલો ૨ જો**—પાંચ આનાના સો લીંબુ મળે છે. તો ૧૫ લીંબુનું શું આપવું?

૫ બદામ એક નંગ કિંમત.
×૧૫

જવાબ રૂ. ૦)૦॥।

૭૫ બદામ પાંચ નંગની કિંમત.

૭૫ ÷ ૧૦૦ = ૦॥।

**બીજી રીત—નંગ અને ભાવનો ગુણાકાર કરી સોએ ભાગવાથી જવાબ આવશે.**

**દાખલો**—પાંચ રૂપીઆના સો જમરૂખ મળે છે. તો પાંચ નંગનું શું પડશે?

૫ ભાવ
×૫ નંગ

૨૫

૧૦૦) ૨૫ (૦।
૨૫

૦૦

જવાબ રૂ. ૦।

## દાખલા.

(૧) પાંચ રૂપીઆના સો શ્રીફળ મળતાં હોય તો આઠ શ્રીફળના કેટલા પૈસા આપવા ?

(૨) રૂ. ૬।।।= ના સો લેખે ૩૭ પુળાઓની કિંમત કેટલી ગણાય ?

(૩) રૂ. ૯।। આપવાથી એકસો પ્યાલા આવે છે. તો મારે ૨૩ પ્યાલા જોઇતા હોય તો કેટલા પૈસા પડશે ?

(૪) રૂ. ૧૫।। માં એકસો મણ સફેદ માટી મળતી હોય તો ૮૭ મણનું શું પડશે ?

(૫) સો મણ ચુનાના રૂ. ૧૮।।= પડતા હોય તો ૧૯।। મણ ચુનો લેનારે કેટલા પૈસા આપવા ?

(૬) રૂ. ૭।।= નાં સો શ્રીફળ મળતાં હોય તો ૧૩ નાળીએરનાં કેટલાં નાણાં આપવાં ?

(૭) સો થાળીના રૂ. ૬૫।।= આપેલા પરંતુ ૪ થાળી ખોવાઈ ગઈ તો ગૂમ થએલી થાળીઓની કિંમત કેટલી હશે ?

(૮) એક મકાન ચણતાં ૯૩૭ મણ ચુનો વપરાયો. સો મણ ચુનાના રૂ. ૧૩।।= નો ભાવ ઠરાવ્યો હોય તો તેના કેટલા રૂપીઆ આપવા.

(૯) એક શ્રીફળના ૩।। આના પડતા હોય તો રૂ. ૨૪)- માં કેટલાં શ્રીફળ આવશે.

(૧૦) રૂ. ૦।।। ૦।। નાં સો લેખે ૩૨૮ બોર લઈ રૂ. ૩) આપ્યા તો પાછું શું લેવું :

## વટાવ કાપવો

**વટાવ સેંકડે અમુક ટકા કાપી આપવાનો રિવાજ હોય છે. માટે સેંકડાની તમામ રીતો વડે આ હિસાબો કરી શકાય.**

**દાખલો** રૂ. ૪૨૫) ના માલ પર સેંકડે બે ટકા લેખે વટાવ કાપી આપી કેટલા રૂ. લેવા ?

૨ દોકડા એક રૂ. ના માલ પર વટાવ કાપવો.

```
 ×૪૨૫          ૧૦૦) ૮૫૦
 ────── દોકડા       ─────        જવાબ રૂ. ૮।।
  ૮૫૦                ૮।।
```

**બીજી રીત—માલની કિંમત અને ટકાનો ગુણાકાર કરી સોએ ભાગવાથી જવાબ આવે.**

```
   ૨            ૧૦૦) ૮૫૦ ( ૮।।
 ×૪૨૫                ૮૦૦
 ──────              ────
                      ૫૦          જવાબ રૂ. ૮।।
  ૮૫૦                 ૫૦
                     ────
                      ૦૦
```

કેટલીક વખત દરેક રૂપીએ અમુક આના વટાવ કાપવાનો રિવાજ હોય છે. એવા પ્રસંગોએ **માલની કિંમત અને આનાનો ગુણાકાર કરી જે આવે તેટલા આના સમજવા અને** તેના રૂ. કાઢી માલની કિંમતમાંથી બાદ કરવા.

**દાખલો.** રૂ. ૨૧૨।। ના માલનાં પુસ્તકો પર દર રૂપીએ અર્ધો આનો વટાવ કાપી કેટલા પૈસા લેવા.

```
 ૨૧૨।।  માલની કિંમત       ૨૧૨।।    માલની કિંમત
 × ०।।                    — ૬। ≈   વટાવ બદલ બાદ.
 ──────                   ──────
 ૧૦૬।   આના               ૨૦૫) ≈।।
   ૧૬) ૧૦૬।
       ─────              જવાબ. રૂ. ૨૦૫) ≈।। લેવા.
        ૬। ≈
```

## દાખલા.

(૧) દર સેંકડે ૧ ટકો વટાવ કાપી આપવાનો રિવાજ હોય, તેવા બજારમાંથી રૂા. ૫૦૦) નો માલ લઈએ, તો રોકડા રૂપીઆ કેટલા આપવા પડે ?

(૨) રૂા. ૪૧૨।। નું કાપડ લીધું છે. હવે બે ટકા લેખે વટાવ કાપી નાણું આપવાં છે. તો કેટલા રૂા. આપશો ?

(૩) સેંકડે દોઢ ટકા લેખે વટાવ કાપી આપી રૂા. ૩૨૬૨।। ના માલનો હિસાબ કેટલા રૂા. લાવશો ?

(૪) ગામઠી કાપડની ગાંસડી રૂા. ૫૩૬૫।।= ની કિંમતની થઇ છે. હવે જો ૩ ટકા વટાવ કાપી આપી પૈસા લેવા હોય તો કેટલા રૂા. લેવા ?

(૫) રૂા. ૪૨૬૬।।- નો માલ લઇ ૩।। ટકા લેખે વટાવ કાપી કેટલાં નાણું આપવાં જોઇએ.

(૬) રૂા. ૮૨૧૫।। ના માલ લેનારને ૦। ટકા લેખે વટાવ બદલ શું કાપી આપશો ?

(૭) રૂા. સોના માલ પર ૦।। ટકો વટાવ કાપવાનો રિવાજ હોય એવો માલ રૂા. ૩૫૪૬।।= નો વેચનારને રોકડા રૂા. કેટલા મળે ?

(૮) રૂા. ૨૫૨।। ના માલ પર દર રૂપીએ એક આનો વટાવ કાપી કેટલાં નાણું આપવાં ?

(૯) દર રૂપીએ ૦। આના લેખે વટાવ કાપી આપી રૂા. ૮૨૧૫।। નો માલ વેચનારને રોકડા રૂા. કેટલા મળશે.

(૧૦) રૂા. ૧૨૫૦ નો માલ લઈ રૂા. ૧૨૪૩।।। રોકડા આપ્યા તો વટાવ કાપવાનો રિવાજ શું હશે ?



## હજારના હિસાબો.

ઈંટ, નળીયાં ઘાસ વગેરે કેટલીક ચીજો હજારના ભાવે મળે છે.

**સમજ—એક હજારનાં નંગ હજાર અને રૂ. ના દોકડા સો માટે જેટલા રૂપીઆનું હજાર હોય તેટલા દોકડાનું દશ નંગ મળે.** તેમજ આનાની બદામ સો અને હજારનાં નંગ એક હજાર માટે **જેટલે આને હજાર તેટલી બદામનાં દશ નંગ આવે.**

**દાખલો**—રૂ. ૫૦ ની એક હજાર ઈંટો મળતી હોય તો ૧૦ ઈંટનું શું આપવું?

પચાસ રૂપીએ હજાર છે માટે પચાસ દોકડાનું દશ નંગ આવે.

તેથી જવાબ રૂ. ૦॥

રૂ. ૧॥~ હજાર નંગ મળતાં હોય તો ૩૦ નંગનું શું આપવું જોઈએ.

દોઢ રૂપીઓ એક આનો એટલે પચીસ આનાનું હજાર છે. માટે દશ નંગની પચીસ બદામ પડે, એ લેખે ૩૦ નંગની ૭૫ બદામ થાય માટે જવાબ. રૂ. ૦) ૦॥।

**બીજીરીત—**

**ભાવ અને નંગનો ગુણાકાર કરી તેને ૧૦૦૦ વડે ભાગવા એટલે જવાબ આવશે.**

**દાખલો.**

રૂ. ૫૦ ની એક હજાર ઈંટો મળતી હોય તો ૧૦ ઈંટનું શું આપવું?

```
   ૫૦          ૧૦૦૦) ૫૦૦ ( ૦॥
  ×૧૦                ૫૦૦
  ----               ----
  ૫૦૦                ૦૦૦
```

જવાબ રૂ. ૦॥

## દાખલા

(૧) માંગલોરી નળીયાંનો ભાવ રૂા. ૧૨૫| ના એક હજારનો છે. નવા બંધાવેલા મકાન પર નાખવા ૨૩૨૫ નળીયાં લાવ્યા તો તેના કેટલા રૂપીઆ આપવા ?

(૨) કાચનાં નળીયાં રૂા. ૨૧૩ ના એક હજાર મળતાં હોય તો ૪૩૦૫ નળીયાંનું બીલ કેટલું આવશે ?

(૩) બગીચામાં વાપરવા માટે રૂા. ૬૫ાા એ હજારના ભાવની ૧૪૩૦ ઈંટો મંગાવી તો તેના કેટલા પૈસા આપવા ?

(૪) રૂા. ૬૬ા લેખે હજાર રતલના ભાવનું ૮૩૧ રતલ ઘાસ આપનાર વેપારીના કેટલા પૈસા આપણે જમા કરવા ?

(૫) રૂા. ૬૫ાા= નો ભાવ ઠરાવી મોટરનો તબેલો સમારવા માટે ૧૩૨૦૭ ઈંટો લાવ્યા તો તેના કેટલા નાણાં આપવાં ?

(૬) રૂા. ૭૩ા≡ નાં ભાવનાં ૧૪૨૩ નળીયાં કુંભાર વેલા નથુને ત્યાંથી લાવ્યા. તો તેને કેટલી રકમ આપવી ?

(૭) માહે માર્ચ માસમાં ઘોડા અને ગાયો માટે ૮૨૧૪ રતલ ઘાસ રૂા. ૫૫|= નું હજાર રતલના ભાવે આપ્યું. તો તેના કેટલા પૈસા લેવા ?

(૮) રૂા. ૬૦ા≡ા એ હજારનો ભાવ ઠરાવી હિંદુસ્તાન મીલમાં ૫૩૦૪ ઈંટો મોકલી તો તેનું બીલ કેટલી રકમનું બનાવવું ?

(૯) રૂા. ૫૬| નાં હજાર નળીયાં આપવાનો ઠરાવ કરી ૮૯૯૮ નળીયાં લાવ્યા હવે દર હજારે રૂા. ૦| ૦ ધર્માદો આપતાં તે નળીયાં આપણાં ઘરમાં કેટલાનાં પડયાં.

(૧૦) રૂા. ૩૭ાા≡ એક હજાર રતલના ભાવે ૯૯૯૦ રતલ ઘાસ લીધું. પરંતુ માલ નબળો નિકળ્યો તેથી દશ ટકા કાપી લઈ કેટલી રકમ આપવી.

## ડઝન ને ગ્રુસના હિસાબો.

ફળફળાદિ, હોઝીયરી, સ્ટેશનરી, કટલેરી અને ગ્લાસવેર વગેરે કેટલીક ચીજો ડઝનના હિસાબે વેચાય છે.

**એક ડઝનના નંગ ૧૨ અને એક રૂપીઆની પાઇ ૧૯૨; માટે જેટલે રૂપીએ ડઝન તેથી સોળગણી પાઇએ નંગ.**

**દાખલો.** ત્રણ રૂપીએ ડઝન મોજાં મળતાં હોય તો ૫ જોડ મોજાંનું શું પડશે.

```
   ૩              ૧૨)૪૮
 ×૧૬                ——
 ———                ૪ આના એક જોડીની કિંમત
  ૪૮ પાઈ            ૫
                    ——
               ૧૬)૨૦ આના પાંચ જોડીની કિંમત.
                  ——
                  ૧।
```

જવાબ રૂ. ૧।

**એક આનાની પાઈ ૧૨ અને ડઝનનાં નંગ પણ ૧૨ માટે જેટલે આને ડઝન તેટલી પાઈનું નંગ.**

**દાખલો.** ૯ આનાની ડઝન પેન્સીલ મળતી હોય તો ૪ નંગનું શું આપવું ?

```
   ૯    પાઈ એક નંગની કિંમત.     ૧૨)૩૬
  ×૪                               —
 ———                               ૪ આના
  ૩૬    પાઈ ચાર નંગની કિંમત.     જવાબ. રૂ. ૦।
```

**બીજી રીત—કિંમત અને નંગનો ગુણાકાર કરી તેને ૧૨ વડે ભાગવાથી પણ જવાબ આવશે.**

દાખલો. ત્રણ રૂપીઆની ડઝન ટોપી મળતી હોય તો પાંચ ટોપીનું શું આપવું ?

    ૩
  ×૫
  ———
   ૧૫ રૂા. પાંચ ડઝનની કિંમત.

૧૨)૧૫(૧। રૂા. પાંચ નંગની કિંમત. જવાબ રૂ. ૧।
   ૧૨
   ———
    ૩
    ૩
   ———
    ૦

પાંતીની રીતે પણ કેટલીકવાર દાખલા સહેલા પડે છે. જેમકે નંગ એ ડઝનનો ત્રીજો ભાગ છે. માટે જવાબ પણ ડઝનની કિંમતનો ત્રીજો ભાગ રૂા. ૧ આવે.

## દાખલા.

૧) રેશમી રૂમાલ ડઝન ૧ નો ભાવ રૂા. ૯) છે. તેમાંથી આપણે ૭ રૂમાલ લીધા તો કેટલા પૈસા આપવા ?

૨) રૂા. ૬ ની ડઝનના ભાવની ૫ ટોપીઓ લીધી, તો તેનું શું આપવું ?

૩) રૂા. ૫। ડઝનનો ભાવ હતો ત્યારે હાપુસના ૪ નંગ લીધેલાં, તો તેના કેટલા પૈસા આપ્યા હશે ?

૪) ગંજીફાક ડઝન એકના રૂા. ૭॥ પડે છે. આપણે ૨ ડઝન અને ૭ નંગ લીધાં તો તેના કેટલા પૈસા આપવા ?

૫) રેશમી જાપાનીસ મોજા ડઝન ૧ ના રૂા. ૮॥ પડે છે. આપણે ૮ ડઝન ને ૫ નંગ લીધાં છે. તો કેટલા રૂા. આપવા પડશે ?

(૬) રૂ. ૧૦॥ ની ડઝનના ભાવની ૫ ડઝનને ૪ નંગ કાનસ ઘરાકને આપી છે. તો તેની પાસેથી કેટલા પૈસા લેવા?

(૭) રૂ. ૨૨॥ના ડઝનનો ભાવ હતો ત્યારે ગરમ ગંજીફ્રાકના ૨ નંગ આપણે લાવેલા. તેની ઉઘરાણીએ આવેલા માણસને કેટલા પૈસા આપશો?

(૮) રૂ. ૫॥ એ ડઝનના ભાવની ૮॥ ડઝનને ૫ નંગ કાંસકીઓની કુલ કિંમત કેટલી થાય?

(૯) રૂ. ૩૦॥- ડઝનના ભાવની ૫ ડઝન અને ૫ નંગ ખુરસી લીધી તો સુતારને કેટલા પૈસા આપવા?

(૧૦) રૂ. ૫॥= નું એક ડઝન ઠરાવી ૪ ડઝન અને ૨ નંગ ખમીશ ઘરાકને આપ્યાં. તેણે રૂ. ૫૦) ની નોટ આપી તો પાછું શું આપવું?

---

## નાળીએરના હિસાબ.

નાળીએર ગોવાઈ, દેવાઇ પાણીચાં વગેરે જુદી જુદી જાતના આવે છે. અને તેનો ભાવ હજાર પર થાય છે.

કાચાં નંગના પાકાં નંગ કરવાની રીત.

**अ.** દેવાઇ અને પાણીચાં એક હજાર પાકાંના ૧૨૫૦ નંગ મળે છે. માટે જેટલાં નંગ હોય તેને સોએ ગુણી ૧૨૫ વડે ભાગવાથી પાકાં નંગ થાય છે. અથવા કાચાં નંગને ૧। એ ભાગવાથી પાકાં નંગ થાય છે.

**ब.** ગોવાનાં નાળિએર એક હજાર પાકાંના ૧૧૦૦ નંગ મળે છે. માટે જેટલાં નંગ કાચાં હોય તેને ૧૦ વડે ગુણી ૧૧ વડે ભાગવાથી પાકાં નંગ થાય છે.

**કાચાં નંગનાં પાકાં નંગ કર્યા બાદ હજારના હિસાબની રીતે હિસાબ થાય છે.**

**દાખલો.** પાણીચાં શ્રીફળ નં. ૨૭૫ દર રૂ. ૫૦) ના હજારના ભાવે લીધાં. જો કાચાં નંગ ૧૨૫૦ નાં પાકાં નંગ ૧૦૦૦ ગણાતાં હોય તો તે શ્રીફળની કિંમત કેટલી?

```
 ૨૭૫        ૧૨૫) ૨૭૫૦૦ (૨૨૦   પાકાં નંગ થયાં
×૧૦૦             ૨૫૦
-----            ---
૨૭૫૦૦             ૨૫૦
                  ૨૫૦
                  ---
                  ૦૦૦૦
```

બસોવીસ નંગ પાકાં એટલે બાવીસ દશકા થયા.

```
 ૫૦          ૧૦૦) ૧૧૦૦
×૨૨               ----
----               ૧૧     રૂ. જવાબ.
૧૧૦૦ દોકડા.        -----------
```

**દાખલો** ગોવાઈ શ્રીફળ નંગ ૩૮૫ દર રૂ. ૫૦) નાં હજારનાં ભાવે લીધાં છે. હવે જો કાચાં નંગ ૧૧૦૦ નાં પાકાં નંગ ૧૦૦૦ ગણાતાં હોય તો તેની કિંમત કેટલી?

```
 ૩૮૫ કાચા નંગ.

×૧૦        ૧૧) ૩૮૫૦ (૩૫૦ પાકાં નંગ થયાં.
----            ૩૩
૩૮૫૦            ---
                 ૫૫
                 ૫૫
                 ---
                 ૦૦૦
```

ત્રણસો પચાસ નંગ એટલે ૩૫ દશકા થયા.

```
 ૫૦          ૧૦૦) ૧૭૫૦
 ૩૫               ----
----              ૧૭॥
૧૭૫૦   દોકડા.              રૂ. ૧૭॥ જવાબ.
```

## દાખલા.

(૧) પાણીયાં શ્રીફળ નંગ ૪૨૫ દર રૂા. ૩૭ા ના ભાવે લીધાં. જો પાકાં ૧૦૦૦ ના કાચાં ૧૨૫૦ મળતાં હોય તો તેની કિંમત કેટલી ?

(૨) દેવાઇ શ્રીફળ નંગ ૧૦૩૦ દર રૂા. ૩૧ા ના હજારના ભાવે લીધાં હવે જો કાચાં ૧૨૫૦ નાં પાકાં ૧૦૦૦ ગણાતાં હોય તો એટલાં શ્રીફળનું શું પડે ?

(૩) નંગ ૧૧૦૦ કાચાંના ૧૦૦૦ પાકા ગણીને રૂા. ૨૭ાા ના ભાવે ૫૮૩ નંગ નાળીએર લાવ્યા. તો તેના કેટલા પૈસા આપવા ?

(૪) ગોવાના શ્રીફળ નં. ૮૮૩ દર રૂા. ૩૨। ના હજારનાં ભાવે આપ્યાં. ૧૦૦૦ પાકાંના ૧૧૦૦ કાચાં ગણાતાં હોય તો તેના કેટલા પૈસા લેવા ?

(૫) રૂા. ૨૬ાા≈ ના હજારનાં ભાવે શ્રીફળ નંગ ૪૦૩૦ ના કેટલા પૈસા આપવા. ૧૦૦૦ પાકાંનાં ૧૨૫૦ નંગ મળે છે.

(૬) રૂા. ૨૮ા≈ નો હજારનો ભાવ હતો ત્યારે ગોવાઈ શ્રીફળ નંગ ૩૦૨૫ લાવેલા છીએ. પાકાં નંગ ૧૦૦૦ નાં નંગ ૧૧૦૦ કાચાં મળતાં હોય તો તેની કિંમત કેટલી ?

(૭) પાણીયાં શ્રીફળ નંગ. ૧૧૨૩૦ કાચાં, તેનાં ૧૨૫૦ નાં ૧૦૦૦ પાકાંથી દર હજાર એકના રૂા. ૨૭ાા≈ ના ભાવે કેટલા રૂપીઆ પડે ?

(૮) ગોવાઇ શ્રીફળ નંગ ૧૧૨૩૦, કાચાં ૧૧૦૦નાં પાકાં ૧૦૦૦ થી દર રૂ. ૨૨ા≈ ના ભાવે કેટલાં કિંમતનાં ગણાય.

(૯) રૂા. ૨૫ાા≈ા નાં હજારનો ભાવ ઠરાવી દેવાઇ શ્રીફળ નંગ ૩૨૧૫ લાવ્યા. નંગ ૧૨૫૦ નાં ૧૦૦૦ પાકાં ગણાતાં હોય તો તેની કિંમત કેટલી.

(૧૦) દેવાઇ અને ગોવાઈ બન્ને જાતનાં શ્રીફળ નંગ એક હજારનો ભાવ રૂા. ૨૫) છે. હવે જો ગોવાઇ નાળીએરનાં નંગ ૪૨૧૫ લઉં તો મારે કેટલું વધુ યા ઓછું આપવું પડશે? ગોવાઈ ૧૦૦૦ના ૧૧૦૦ મળે છે અને દેવાઇ ૧૦૦૦ ના ૧૨૫૦ મળે છે.

# ગજના હિસાબ.

સુતરાઉ અને રેશમી લુગડાં લાકડા વગેરે કેટલીક ચીજો ગજથી માપીને અપાય છે.

ધાના તાવ ૨૪ હોય છે. માટે ધાના હિસાબો પણ આજ રીતે થઈ શકે છે.

**એક ગજના તસુ ૨૪ અને એક રૂપીઆની પાઈ ૧૯૨ માટેઃ—જેટલે રૂપીએ ગજ તેથી આઠ ગણી પાઇએ તસુ.**

દાખલો—૭ રૂપીએ ગજ મશરૂ મળતું હોય તો પાંચ તસુ મશરૂનું શું આપવું?

```
  ૬                                  ૧૨ ) ૨૪૦
 ×૮                                  ————————
————                                 ૧૬ ) ૨૦ આના.
 ૪૮ પાઈ એક તસુની કિંમત.              ————————
 ×૫                                      ૧ા રૂા.
————
૨૪૦ પાઇ પાંચ તસુની કિંમત.        જવાબ રૂા. ૧ા
```

**એક ગજના તસુ ૨૪ અને એક રૂપીઆના આના સોળ માટેઃ—જેટલે રૂપીએ ગજ તેટલા આનાનું દોઢ તસુ,**

દાખલો—૪ રૂપીએ ગજના ભાવના ૪ાા તસુ રેશમનું શું આપવું? સાડાચાર તસુ એટલે ત્રણ વખત દોઢ તસુ.

```
 ૪ આના દોઢ તસુની કિંમત
×૩
————                                    જવાબ રૂા. ૦ાાા
૧૨ આના ૪ાા તસુની કિંમત.
```

**એક ગજના તસુ ચોવીસ અને એક આનાની પાઇ બાર માટેઃ— જેટલે આને ગજ તેથી અડધી પાઈએ તસુ.**

**દાખલો**—૭ આનાની ગજ ચટાઇ મળતી હોય તો ૮ તસુના કકડાનું શું આપવું ?

૬
×૦ાા
―――
૩ પાઇ એક તસુની કિંમત.
×૮
―――
૨૪ પાઈ આઠ તસુની કિંમત.

જવાબ રૂા. ૦)=

**બીજી રીત—માલનો ભાવ અને તસુનો ગુણકાર કરી ૨૪ વડે ભાગવાથી પણ જવાબ આવે છે.**

**દાખલો**—૭ રૂપીએ ગજ મશરૂ મળતું હોય તો પાંચ તસુનું શું ?

૬
×૫
―――
૩૦

૨૪ ) ૩૦ ( ૧ા
૩૦
―
૦૦

જવાબ રૂા. ૧ા

## દાખલા.

(૧) ઉનના ગાલીચાનો ભાવ દર ગજના રૂા. ૧૨ ઠરાવી કરાવ્યો. ગાલીચો તૈયાર થયો, ત્યારે માપી જોતાં ગજ ૨ાા ૫ તસુ થયો તો તેના કેટલા રૂપીઆ આપવા ?

(૨) પટાવાળાનો ડગલો કરવામાં રૂા. પાા ની ગજના ભાવની ૫ ગજ ને સાડાચાર તસુ બનાત વપરાઈ. તો બનાતનું ખર્ચ કેટલું થયું હશે !

(૩) રૂા. ૧૩ાા નું ગજના ભાવના મશરૂમાંથી ગજ ૧ાા ૪ તસુનો કકડો ફડાવ્યો. તો તેના કેટલા પૈસા આપશો.

(૪) સાડા ચાર આને ધાના ભાવના પાંચ ધા અને દશ કાગળની ચોપડી બાંધીએ તો તે ચોપડી કેટલાની પડે ?

(૫) બચ્ચાંના લુગડાં કરવા માટે રૂ. ૭ાા= ના ભાવનું ગજ ૩ાા પાા તસુ રેશમ લીધું હોય તો વેપારીને કેટલા પૈસા આપવા?

(૬) મખમલના જોડા કરવા માટે ગજ ૦ાા ૩ાા તસુ મખમલ રૂ. પાાા= એ ગજના ભાવનું વપરાયું. તો તે મખમલની કિંમત કેટલી?

(૮) ત્રણ પૈસાના ચાર કાગળ મળતા હતા, ત્યારે એક છોકરો રૂ. ૧ાા≈ ના કાગળ લાવ્યો તો તે કેટલા ધા અને કેટલા કાગળ લાવ્યો હશે?

(૯) રૂ. ૩ાાા≈ ના ભાવનું ગજ ૨૩ાા પાાા તસુ રેશમ લઈ રૂ. ૧૦૦) ની નોટ આપી, તો પાછું શું લેવું?

(૧૦) એક વેપારીએ ગ્રાહકને રૂ. ૩ાાા= ના ભાવનું ગજ ૨ાા ૫ તસુ, ૧ાા= ના ભાવનું ગજ ૮ાા ૪ તસુ અને રૂ. ૧૫)૦ાા ના ભાવનું ગજ ૧ાા ૨ તસુ રેશમ વેચ્યું છે. હવે જો સેંકડે બે ટકા વટાવ કાપી નાણાં લેવાનાં હોય તો કેટલા પૈસા લેવા?

## વારના હિસાબ.

સુતરાઉ, ગરમ રેશમી, શણનું વગેરે કેટલીક જાતનું કાપડ અને લોખંડની જાળીઓ ઇત્યાદી કેટલીક ચીજો વારથી માપીને આપવામાં આવે છે.

**એક વારના ઇંચ ૩૬ અને એક આનાની પાઈ ૧૨ હોય છે માટેઃ—જેટલા આને વાર તેટલી પાઇનું ત્રણ ઇંચિ.**

**દાખલો**—ઘાસની ચટાઇ ૮ આને વાર મળતી હોય ત્યારે વાર ૧ાા ૬ ઇંચિનું શું આપવુ?

```
        ૮                          ૮ પાઇનું ત્રણ ઇંચ.
      ×૧ાા                       ×૨
      ────                       ────
આના ૧૨                    ૧૨ ) ૧૬ પાઇનું ૭ ઇંચ.
      +૧ા૧ ઇંચિ ૭ ની કિંમત.      ૧ા ૧
      ──────
આના ૧૩ા ૧ પાઇ                 જવાબ રૂ. ૦ાા—ા ૧પાઈ
```

એકવારના છત્રીસ ઈંચમાંથી ત્રણ ત્રણ ઈંચના ૧૨ કટકા થાય અને એક રૂપીઆની પાઇ ૧૯૨ હોય છે માટેઃ—**જેટલે રૂપીએ વાર તેથી સોળગણી પાઇએ ત્રણ ઇંચ.**

**દાખલો**—રૂ. ૧૫) આપવાથી એક વાર ગરમ કાપડ મળતું હોમ તો ૬ ઈંચનું શું આપવું?

```
  ૧૫                 ૧૨ ) ૪૮૦
 ×૧૬                 ────────
─────                ૧૬ ) ૪૦ આના
 ૪૮૦                 ────────
  ×૨                    ૨॥ રૂપીઆ.
─────
૨૪૦ પાઇ ૭ ઈંચની કિંમત        જવાબ રૂ. ૨॥
```

**બીજી રીત—વારનો દર અને ઈંચનો ગુણાકાર કરી છત્રીસ વડે ભાગવાથી પણ જવાબ આવે છે.**

**દાખલો**—ગરમ કાપડનો ભાવ વાર ૧ ના રૂ. ૧૫) છે. હવે જો આપણને ફક્ત ૭ ઈંચ જ કાપડ જોઈતું હોય તો શું આપવું?

```
  ૧૫            ૩૬ ) ૯૦ ( ૨॥ રૂ.
  ×૬                 ૭૨
─────               ─────
  ૯૦                 ૧૮
                     ૧૮
                    ─────
                     ૦૦
                જવાબ રૂ. ૨॥
```

## દાખલા.

(૧) રૂ. ૧૮) નું એક વાર વેનીશન મળતું હતું, ત્યારે એક શાહુકારે ડગલો કરાવવા વાર ૪॥ ૫ ઈંચ વેનીશન લીધું. તો તે ડગલો તેને કેટલી કિંમતનો થયો?

(૨) રૂા. ૩ ની વારના ભાવની વાર. ૯ાા ૮ ઈંચિ જાળી એક મકાનમાં વપરાઇ તો કેટલી કિંમતની જાળી વપરાઇ હશે ?

(૩) રૂા. ૨ાા≈ વારનો ભાવ ઠરાવી વાર ૪ાા ૨ ઈંચની શેત્રંજી કરાવી. તો તે કેટલાની પડી ?

(૪) કોટ અને જાકીટ કરવા માટે આલપાકો વાર ૩ાા ૫ ઈંચિ લીધો હવે જો વાર ૧ ના રૂા. ૩ા≈ આપવા પડે તો તે લુગડું કેટલી કિંમતનું હશે ?

(૫) રૂા. ૧૦ાા≈ાા નું વારના ભાવનું વાર. ૪ાા ૭ ઈંચિ કાપડ લઇ દરજીને આપ્યું. હવે તેને કોટની સિલાઇના રૂા. ૪ાાા આપવા પડયા હોય તો તે ડગલો કેટલાનો પડયો.

(૬) રૂ. ૧૧)૦ાાા એ વારના ભાવનું વાર ૬ા ૨ ઈંચિ કાપડ છોકરાંઓ માટે લીધું તો તેના કેટલા પૈસા આપશો ?

(૭) રૂા. ૫ાાા≈ાા નું વાર લેખે એક ગ્રાહક વાર ૭ાા ૫ાા ઈંચિ ગરમ કાપડ લઇ ગએલ છે. તો તેને ખાતે કેટલી રકમ લખશો ?

(૮) વાર. ૧૫ાાા ૮ાા ઈંચિ કાપડ વાર એકના રૂા. ૪ાા≈ આપવાનો ઠરાવ કરી લીધું. પરંતુ જો રૂા. ૪)– ના ભાવે લીધું હોત તો કેટલો ફાયદો થાત?

(૯) એક ડગલો કરાવવામા રૂ. ૩ાાા≈ વારના ભાવનાં કાપડને બદલે ૪ા– ના વારના ભાવનું કાપડ લીધું હોત, તો રૂા. ૨)≈ વધારે ખરચ આવત તો કોટમાં કપડું કેટલું વપરાયું હશે ?

(૧૦) રૂા. ૨ાાા≈ ના ભાવનું વાર ૪ાા ૮ ઈંચિ, રૂા. ૫ાા≈ ના ભાવનું વાર. ૮ાા ૭ ઈંચિ, રૂા. ૧ાાા૦ાા ના ભાવનું વાર ૧૩ા ૪ ઈંચિ કાપડનું ૨ાા ટકા વટાવ કાપી બીલ બનાવો.

## ફરાના હિસાબ.

મુંબઇમાં પરચુરણ અનાજ માપથી ભરીને વેચાય છે. ૨ ટીપરીનો ૧ શેર, ૪ શેરની ૧ પાયલી અને ૧૬ પાયલીનો ૧ ફરો ગણવામાં આવે છે. ભાવ ફરા ઉપર થાય છે.

**રીત. ફરા અને ભાવનો ગુણાકાર કરી તેમાં પાયલી અને શેરની ફાળે પડતી કિંમત ઉમેરવી.**

**દાખલો.** ઘઉં ખંડવો ફરા ૪॥ ૨ પાયલી ફરા એકના રૂ. ૧૦॥ ના ભાવે લીધા. તો તે બદલ શું આપવું પડશે?

ફરા પાયલી
૪॥ ૨
×૧૦॥
———
૪૭॥ સાડાચાર ફરાની કિંમત
૧।– બે પાયલીની કિંમત
———
૪૮॥– જવાબ. રૂ. ૪૮॥–

૨
×૧૦॥
———
૧૬) ૨૧ બે ફરાની કિંમત.
———
૧।– બે પાયલીની કિંમત.

**બીજી રીત—ફરા અને ભાવનો ગુણાકાર કરી પાયલી અને ભાવના ગુણાકાર જેટલા આના ઉમેરવાથી જવાબ આવશે.**

સમજ. ફરાની પાયલી ૧૬ છે. રૂપીઆના આના પણ ૧૬ છે. માટે 'જેટલે રૂપીએ ફરો તેટલા આનાનું પાયલી.' ફરાના શેર ૬૪ છે. અને રૂપીઆના પૈસા પણ ૬૪ છે માટે 'જેટલે રૂપીએ ફરો તેટલા પૈસાનું શેર;' ફરાની ટીપરી ૧૨૮ છે અને રૂપીઆના અર્ધા પૈસા પણ પણ ૧૨૮ છે. માટે જેટલે રૂપીએ ફરો તેટલા અર્ધા પૈસાનું ટીપરી.

દાખલો ઉપરનોજ.

ફરા પાયલી
૪॥ ૨
×૧૦॥
———
૪૭॥ સાડાચાર ફરાની કિંમત
૧।– બે પાયલીની કિંમત
———
૪૮॥– જવાબ. રૂ. ૪૮॥–

૧૦॥
૨
———
૧૬) ૨૧ આના બે પાયલીની
૧।– કિંમત

## દાખલા.

(૧) ઘઉ ખંડવો ફરા પા ૨ પાયલી ફરા એકના રૂ. ૧૧) ના ભાવે લીધા તો તેના કેટલા પૈસા આપશો?

(૨) બાજરી કાનપુરી ફરા એકના રૂ. ૭ા ના ભાવે ફ. ૪ા ૧ પાયલી લીધી. તો તેની કિંમત કેટલી ગણાય.

(૩) મગ દિલ્હીના ફરા. ૨ા ૩ પાયલી ફરા એકના રૂ. ૧૮ાા ના ભાવે લીધા તો તેના કેટલા પૈસા આપશો?

(૪) અડદ ફરા ૬ા ૧ પાયલી ફરા એકના રૂ. ૮ા ના ભાવે લીધા તો તેની કિંમત કેટલી ગણાય?

(૫) ઘઉં પીસી ફરા ૭ ને ૩ પાયલી ફરા એકના રૂ. ૬ા ના ભાવે વેચ્યા. તો ગ્રાહક પાસેથી કેટલા પૈસા લેશો?

(૬) મારવાડી મઠ ફરા ૬ા ૧ પાયલી ફરા એકના રૂ. પાા ના ના ભાવે લીધા તો તેના કેટલા રૂપીઆ આપશો?

(૭) સોલાપુરી જુવાર ફરા ૪ા ૨ ને ૨ શેર ફરા એકના રૂ. ૭ા ના ભાવે વેચી તો તેના કેટલા પૈસા આવશે?

(૮) ભીમડીના ચોખા ફરા ૪ા ૩ ને ૧ શેર ફરા એકના રૂ. ૧૦ાાㄱ ના ભાવે લીધા તો તેના કેટલા રૂપીઆ આપવા?

(૯) સુરતી તુવેરની દાળ ફરા ૩ા ૧-૧ શેર ૧ ટીપરી દર રૂ. ૧૩ ના એક ફરાના ભાવથી વેચી. તો તેના કેટલા રૂપીઆ આવશે?

(૧૦) પીળા ચણા ફરા. ૬ા ૨ પાયલી ને ૧ ટીપરી ઘોડા માટે લાવ્યા. જો ફરા. એકના રૂ. ૮ાㄱ નો ભાવ હોય તો તેની કેટલી કિંમત ગણાય?

---

# મુંબઈના વ્યાપારી હિસાબ

## ભાગ ૫ મો.

# તોલ.

# ચાંદીના હિસાબ.

મુંબાઇના બજારમાં ચાંદીનો ભાવ ૧૦૦ તોલા પર થાય છે.

**એક રૂપીઆના દોકડા સો અને ભાવ પણ સો તોલાનો બોલાય છે. માટે ભાવ જેટલા રૂપીઆ ચાલતો હોય તેટલા દોકડાનું એક તોલો આવે.**

**દાખલો.** ચાંદીનો ભાવ જ્યારે રૂ. ૬૫॥ હતો, ત્યારે એક માણસે ૪૩૫ તોલા ચાંદી લીધી. તો તેણે કેટલાની ચાંદી લીધી.

| | | |
|---|---|---|
| | ૪૩૫ | |
| ૬૫॥ | ——— | ૬૫॥ |
| ૪। | ૪૨૫ | ×૧૦ |
| ——— | ——— | ——— |
| ૨૬૨ | ૧૦ | ૬૫૫ દોકડા દશ |
| ૧૬।= | | તોલાની કિંમત. |
| ——— | | |
| ૨૭૮।= ચારસો પચીસ તોલાની કિંમત | | ૧૦૦) ૬૫૫ |
| ૬॥૦)૫ દોકડા દશ તોલાની કિંમત | | ૫૫૦ |
| ——— ——— | | ——— |
| ૨૮૪॥।=૫ | | ૫ |

જવાબ. રૂ. ૨૮૪॥। ≈॥

**નોટ.** સેંકડાની તમામ રીતો આ દાખલા કરવામાં વાપરી શકાય

કેટલીક વખત ચાંદીનું વજન ઔંસમાં થાય છે. તે વખતે નીચેની રીતે તે હિસાબો થઇ શકે.

**રીત. ઔંસમાં આપેલા વજનને ૮ વડે ગુણી ૩ એ ભાગવાથી તોલા આવે છે. તોલા કર્યા પછી ઉપરની રીતો વડેજ હિસાબ થાય છે.**

**દાખલો.** ૧૨૩૩ ઔંસ વજનની ચાંદીની પાટ છે. બજારમાં ચાંદીનો ભાવ રૂ. ૬પા બોલાતો હોય તો તેની કિંમત કેટલી?

```
                    ૩૨૮૮                    ૬પા
  ૧૨૩૩              ૭———       ૬પા          ×૧૩
    ×૮              ૩૨૭પ       ×૩૨ાા         ———
  ————              ————       ————          ૮૪પ
  ૯૮૬૪ આઠે ગુણ્યા. ૦૦૧૩       ૨૦૯૬            ૬ાા
૩) ૯૮૬૪ (૩૨૮૮ તોલા પાટનું  ૪૯)=              ————
   ૯            વજન થયું————————             ૮પ૧ાા
   —                     ૨૧૪પા= બત્રીસોપચોતેર તોલાની કિંમત
   ૦૮                        +૮ાા૦ા તેર તોલાની કિંમત
    ૬                     ————————
   ——                     ૨૧પ૩ાાા=ા
   ૨૬                   જવાબ રૂ. ૨૧પ૩ાાા=ા
   ૨૪
    ——
    ૨૪
    ૨૪
    ——
    ૦૦
```

## દાખલા.

(૧) બજારમાં ચાદીનો ભાવ જ્યારે રૂા. પપાા ચાલતો હતો ત્યારે એક વેપારીએ તોલા ૪૮ાા ચાંદી લીધી તો તે બદલ શું આપવું?

(૨) ૪૩૨ાા તોલા ચાંદી લઈ તેના વાસણ કરાવ્યાં. તે વખતે ચાંદીનો ભાવ રૂા. ૪૮ાા= હતો. તો તેના કેટલા રૂા. આપવા?

(૩) ૧૧૫૨ ઔંસ વજનની ચાંદીની પાટના રૂ. ૭૦॥= ના ભાવે કેટલા રૂપીઆ આપવા ?

(૪) રૂ. ૬૰॥=॥ નો ભાવ ઠરાવી એક ચાંદીની પાટ લાવ્યા. ઘેર આવી તેનું વજન કર્યું, તો ૧૩૦૨ ઔંસ થયું. તો તે વેપારીને ખાતે કેટલા રૂપીઆ જમા કરવા ?

(૫) રૂ. ૭૬॥≈ નો ભાવ હતો ત્યારે, એક શાહુકારે તોલા ૯૫। ના વજનનું છત્ર દેવસ્થાનમાં મોકલ્યું તો તેનું તેને શું પડયું હશે ?

(૬) ૧૭૫૨॥ ઔંસ વજનની ચાંદીની પાટ જો રૂ. ૬૫॥ ના ભાવે ખરીદ કરવામાં આવે તો રૂ. ૨૫૦૦ માંથી શું પાછું મળે ?

(૭) ૩૨૨॥ તોલા વજનનો થાળ રૂ. ૬૦॥=॥ ના ભાવની ચાંદી લઈ કરાવ્યો. હવે જો દર તોલે ૧॥ આનો મજુરી આપવી પડી હોય તો તે થાળનું કુલ ખર્ચ શું થયું ?

(૮) ૧૧૬૮॥ આઉંસ ચાંદીની પાટ રૂ. ૫૫।૦॥ ના ભાવે લીધી તો તેના કેટલા રૂ. આપવા ?

(૯) ૧૩૦૬॥ તોલાને બદલે ૧૩૦૬॥ આઉંસની કીંમત ભૂલથી લેવાઈ છે. બજાર ભાવ રૂ. ૪૨॥= છે. તો પાછાં નાણાં કેટલાં આપવાં ?

(૧૦) ચાંદીનો ભાવ જ્યારે રૂ. ૪૮॥≈ હતો ત્યારે ૧૩૦૩॥ આઉંસ ચાંદી લઈ લુવાર પાસે દાગીના કરાવ્યા. દાગીના તૈયાર કરી તોલ કર્યો તો ૩૪૫૭॥ તોલા થયો. તો મજુરીમાંથી કેટલા પૈસા કાપી લેવા ?

---

# સોનાનાં હિસાબ.

મુંબઇમાં સોનું ૪૦ વાલનો તોલો ગણી વેચાય છે.

**એક તોલાના વાલ ૪૦ અને એક રૂપીઆના આના સોળ માટે જેટલે રૂપીએ તોલો તેટલા આનાનું અઢીવાલ.**

**દાખલો**—રૂા. ૨૨॥ ના ભાવનું સોનુ લઈ દાગીનો કરવા આપેલો પરંતુ તોલ કરતી વખતે ૨ વાલની ઘટ આવી તો કેટલા પૈસા ઓછા આપવા !

| | |
|---|---|
| ૨૨॥ આના અઢી વાલની કીંમત | ૧૬)૪૫ |
| ×૨ | —— |
| —— | ૨॥ૻ |
| ૪૫ આના પાંચ વાલની કીંમત. | જવાબ રૂા. ૨॥ૻ |

**એક તોલાના વાલ ૪૦ અને એક રૂપીઆના દોકડા ૧૦૦ માટે જેટલે રૂપીએ તોલો તેથી ૨॥ ગણે દોકડે વાલ.**

**દાખલો**—એક શાહુકારે રૂા. ૨૨॥ એ તોલાના ભાવનું ૪ વાલ સોનું દાનમાં આપ્યું તો તેણે ધર્માદો કેટલાનો કર્યો ?

| | |
|---|---|
| ૨૩॥ | ૧૦૦)૨૨૫ |
| ×૨॥ | —— |
| —— | ૨। |
| ૫૬। | |
| ×૪ | જવાબ રૂા. ૨। |
| —— | |
| ૨૨૫ દોકડા ચાર વાલની કીંમત. | |

**બીજી રીત—તોલાની કીંમતને જેટલા વાલનું કરવું હોય તેટલાએ ગુણવા. ગુણાકારને ચાલીશ વડે ભાગવાથી જવાબ આવશે.**

**દાખલો**—૨૨ા રૂ. તોલાની કીંમતના ૪ વાલનું શું પડે?

૨૨ા એક તોલાની કીંમત          ૪૦)૯૦(
×૪
———                                    ———
                                              ૨ા
૯૦ ચાર તોલાની કીંમત

જવાબ રૂ. ૨ા

## દાખલા.

(૧) આજરોજ બજારમાં સોનાનો ભાવ તોલા એકના રૂ. ૨૧ા છે. આપણે તોલા ૭ા ને ૫ વાલ સોનું લીધું, તો કેટલા પૈસા આપવા?

(૨) રૂ. ૨૧ાા ના તોલા લેખે તોલા ૧૨ાા ૭ા વાલ સોનાની કીંમત કેટલા રૂપીઆ થાય?

(૩) એક મોહનમાળા તોલા ૮ાા ૪ વાલની છે. ચોકસી પાસે કીમત કરાવતાં તે તોલાના રૂ. ૧૯ાા નો ભાવ કહે છે. તો તે વેચવાથી શું ઉપજશે?

(૪) હેમની સાંકળી તોલા ૭ાા ૩ વાલની છે. જો સોનાનો ભાવ રૂ. ૨૨ાા ગણવામાં આવે, તો સાંકળીની કીંમત કેટલી?

(૫) જ્યારે બજાર ભાવ રૂ. ૨૨ાા= હતો, ત્યારે તોલા ૭ાા ૭ વાલ વજનનો એક હાર આપણે લાવેલા. તો તેના ઉઘરાણીવાળાને આજે કેટલા પૈસા આપશો?

(૬) સોની અમૃતલાલને ત્યાંથી નેકલેસ તોલા ૪ાા ૩ વાલ અને સાકળી તોલા ૫ાા ૨ વાલની લાવ્યા હવે સોનાનો ભાવ રૂ. ૨૦ા અને મજુરી તોલે રૂ. ૨) ગણવામાં આવે, તો તેને કેટલા રૂપીઆ આવવા?

(૭) તોલા ૨૩॥ ૪ વાલ વજનના દાગીના કરાવ્યા છે. સોનાનો ભાવ ૨૦।≈ છે. અને મજુરી તોલે રૂ. ૨।– ઠરાવી છે. તો તેને કેટલા રૂપીઆ આપવા?

(૮) રૂ. ૨૪॥≈॥ એ તોલાના ભાવે તો. ૩૬॥ ૭। વાલ સોનાની કીંમત કેટલી આપવી પડે?

(૯) સોની અમૃતલાલને રૂ. ૫૦૦) રોકડા આપી, તેને ત્યાંથી છેડા નંગ ૪ દરેક તોલા ૪। ૧ વાલ વજનનો. સોનાનો ભાવ રૂ. ૨૦॥≈ તથા મજુરી દર તોલે રૂ. ૨)≈ લેખે ગણી લાવ્યા. તો તેની પાસે હવે શું લેણું રહ્યું?

(૧૦) રૂ. ૨૦।૦। ના ભાવે તોલા ૧૮॥ ૯॥ વાલ વજનના દાગીના કેટલી કીંમતના ગણાય. સોનું નબળું હોવા સબબે જો ૨ ટકા વટાવ કાપી આપવામાં આવે તો તે દાગીનાની કીંમત કેટલી?

---

## રતલના શેર કરવાના હિસાબો.

મુંબઈમાં ઘણી ચીજોનો તોલ મણ ઉપર રતલ મૂકીને કરવામાં આવે છે.

૨૮ રતલ = ૧ મણ

| | |
|---|---|
| ૧૪ રતલ = ૦॥ મણ. | ૩॥ રતલ = ૫ શેર. |
| ૭ રતલ = ૦। મણ. | ૧॥। રતલ = ૨॥ શેર. |

**રીત—ઉપરના કોષ્ટક મુજબ આપેલા તોલમાંથી ૨॥ શેરી સુધી કાઢવું. બાકી રહેલા રતલમાં દર રતલે ૧૨ તોલા ઉમેરવાથી મુંબાઇનો શેર થાય છે.**

**દાખલો**—આજરોજ મેં ૪॥। રતલ ખાંડ લીધી તો તે કેટલા શેર લીધી હશે?

૪॥ રતલ

૧। ૧। રતલ

૩॥ ૫ શેર ×૧૨ +૦॥ ૦॥

૧। રતલના શેર કરવા છે. ૨૮)૧૫ તોલા (૦॥૦॥ શે. ૧॥। ૦॥ થયો.

૧૪

૫ શેર

+૧॥। ૦॥ ૧ જવાબ શેર ૬॥।૦॥

×૧૬

શે. ૬॥। ૦॥

૧૬

૧૪

૨

**બીજીરીત--દર રતલે ૭ અધોળ ઉમેરવાથી પણ શેર થાય છે.**

**દાખલો**--૪॥ રતલ ખાંડ તોળવાને માટે સામા પલ્લામાં કેટલા શેર મૂકવા જોઇએ ?

૪॥ રતલ છે. શેર ૫

૩॥ રતલ ૫ શેર ૧॥।૦॥

૧। રતલ બાકી રહ્યું ૧। શેર ૬॥। ૦॥.

+૦॥૦॥

જવાબ શે. ૬॥।૦॥

૧॥।૦॥

## દાખલા

(૧) ૩॥ રતલ એટલે કેટલા શેર ગણાય ?

(૨) એક વેપારીએ મને પા રતલ ખાંડ શેરનાં તોલાં વડે જોખી દીધી. તો તેણે શું તોલાં મૂક્યાં હશે.

(૩) ૪॥ રતલના સામા પલ્લામાં કેટલા શેર મૂકીએ તો બેઉ બરોબર થાય.

(૪) કાગદી બદામ રૂા. ૧ા ની શેર મળે છે. મેં ૬ાા રતલ લીધી તો તેના કેટલા પૈસા આપવા ?

(૫) અંજીરનો ભાવ જ્યારે શેર ૧ ના રૂા. ૦ાઃ હતો ત્યારે મેં રતલ ૩ા અંજીર લીધાં તો તેનાં કેટલા પૈસા આપવા ?

(૬) રૂ. ૧ાઃ નું એક શેર મધ મળતું હતું ત્યારે મેં રતલ ૫ાા મધ લીધું તો તે બદલ કેટલાં નાણાં આપવાં.

(૭) સાકરનો ભાવ મણ ૧ ના રૂા. ૫ા છે. મેં મણ ૩ા ૪ાા રતલ સાકર લીધી. તો તેના કેટલા રૂપીઆ આપવા ?

(૮) મણ ૧૩ાા ૬ રતલ કાપુસ લીધું. કાપુસનો ભાવ શેરના રૂા. ૦ાા ગણીએ તો તે રૂની કિંમત કેટલી ?

(૯) ત્રણ આનાનો એક શેર ગોળ મળતો હોય તો મણ ૬ા ૫ાા રતલના કેટલા રૂપીઆ આપવા.

(૧૦) રૂા. ૧ાઃ ની શેર દ્રાક્ષ મળે છે. એક વેપારીએ ભૂલથી શેર ૬ાા ને બદલે રતલ ૬ાા દ્રાક્ષ મને જોખી દીધી તો તેથી તે વેપારીને કેટલી ખોટ ગઈ ?

---

## મણના હિસાબ.

મુંબઈમાં ઘણી ખરી ચીજો મણના ભાવથી વેચાય છે.

અંગ્રેજી વજન માંહેના ક્વાર્ટરને મણ કહે છે. એક મણના રતલ ૨૮ થાય છે. પણ શેર તો ૪૦ છે.

**રીત— આપેલા વજન માંહેના ભાવ અને મણનો ગુણાકાર કરી ઉપરના શેરની ફાળે પડતી જે કિંમત આવે તે ઉમેરવી.**

**દાખલો—** ભાણુલવાધીનો ભાવ મણ એકના રૂા. ૨૪ાા હતો, ત્યારે આપણે મણ ૩ાા ૬ શેર ઘી લીધું. તો તેની શી કિંમત પડશે ?

```
                              ૬
મ.  ૩॥                       × ૨૪॥
 × ૨૪॥                       ─────
─────                     ૪૦) ૧૪૭  ૭ મણની કિંમત
  ૮૫॥॥  સાડા ત્રણ મણની કિંમત  ────
   ૩॥ ⁼॥॥ ૦॥॥ ૭ શેરની કિંમત ૩॥ ⁼॥॥ ૦॥॥ ૭ શેરની કિંમત
 ─────────
  ૮૯। ⁼॥॥ ૦॥॥       જવાબ.  રૂ. ૮૯।⁼॥॥૦॥॥
```

**બીજીરીત--આપેલા વજનના ભાવ અને મણનો ગુણાકાર કરી, ભાવ અને શેરને અઢીએ ગુણી જે આવે તે દોકડા સમજવા તેના રૂપીઆ કાઢી મણની કિંમતમાં ઉમેરવા એટલે જવાબ આવશે,**

**સમજ**—એક રૂપીઆના આના સોળ, અને એક મણની અઢી-શેરી ૧૬ છે; માટે **જેટલે રૂપીએ મણ તેટલા આનાનું અઢીશેર** એક રૂપીઆના દોકડા ૧૦૦ અને એક મણના શેર ૪૦ છે માટે **જેટલે રૂપીએ મણ તેથી અઢીગણે દોકડે શેર** આવે.

આ પ્રમાણે જરૂર જોગી કુંચીઓ કાઢી લેવી જોઇએ.

**દાખલો**—ઉપરનો જ

```
                              આના ૨૪॥  અઢીશેરની કિંમત
                                 ×૨
                                ────
મ  ૩॥                         આના ૪૯  પાંચ શેરની કિંમત
 × ૨૪॥                         રૂ. ૩)⁻
─────
 ૮૫॥॥  સાડા ત્રણ મણની કિંમત
  ૩)⁻  પાંચ શેરની કિંમત          ૨૪॥
  ૦।⁻॥॥ એક શેરની કિંમત           ×૨॥
─────                           ─────
૮૯। ⁼॥॥                       દો. ૬૧। એક શેરની કિંમત
                                  રૂ. ૦॥ ⁻॥॥
            જવાબ રૂ. ૮૯। ⁼॥॥
```

## દાખલા

(૧) કોલ્હાપુરી ગોળ મણ ૧ ના જ્યારે રૂા. ૪ા નો ભાવ હતો ત્યારે આપણે મણ ૩ાા ૫ શેર ગોળ લાવેલા તો તેના કેટલા પૈસા આપવા પડશે ?

(૨) આજરોજ બજારમાં ખાંડ મણ ૧ ના રૂા. ૬ાા પડે છે. તો મણ ૭ા ૭ાા શેર ખાંડનું શું આપવું પડશે ?

(૩) બેલગામ ઘી મણ ૧ ના રૂા. ૨૪ા નો ભાવ હોય તો મણ ૧૩ાા ૩ાા શેર ઘીનું શું આપવું પડે ?

(૪) રૂા. ૭ાા એ એક મણના ભાવની મ. ૩૮ા ૬ શેર સાકરના કેટલા રૂપીઆ આપવા પડશે.

(૫) સફેદ તલનું તેલ મણ એકના રૂા. ૮ાા= ના ભાવે મળે છે. તો આપણે મણ ૧૫ાાા ૮ાા શેર તેલ લીધું તેના કેટલા પૈસા આપશો ?

(૬) ખારેક મણ ૧ ના રૂા. ૧૦ા= નો ભાવ હોય તો મણ ૧૦ા ૨ શેર ખારેકના હિસાબ બદલ કેટલા પૈસા લાવશો ?

(૭) સોપારી સેવરધની મણ એકના રૂા ૨૬ા≡ ના ભાવે મળતી હોય તો મણ ૧ાા ૮ાા શેર ના કેટલા પૈસા પડે ?

(૮) પિતળ મણ એકના રૂા. ૧૦ા=ા એ ઠરાવી મણ ૩ા ૫ાા શેર વાસણ લાવ્યા તો તેના કેટલા રૂપીઆ આપવા ?

(૯) મુંબઈથી રંગનુ પીપ નંગ એક લાહોર ચડાવ્યું. મણ એકનું નૂર જો રૂ. ૩ાા– પડતું હોય તો હં. ૧ાા ૫ા રતલના નૂરના કેટલા રૂપીઆ પડશે ?

(૧૦) જીરાનો ભાવ જ્યારે મણ એકના રૂા. ૧૩ા ૦ાા હતો ત્યારે એક વેપારીએ મણ ૩ા ૫ાા= જીરૂં વેચ્યુ તો તેના તેને કેટલા રૂપીઆ મળશે ?

---

## હંડ્રવેટના હિસાબ

ગુંદર, ખાંડ, ચાક, નેતર, વિલાયતી મીઠું. શીંગડાં, સમુદ્રફીણ અને ધાતુના પતરાં વગેરે હંડ્રવેટના ભાવે વેચાય છે.

**રીત—આપેલા વજનને ૪ એ ભાગી હંડ્રવેટ કરવા હંડ્રવેટ અને ભાવનો ગુણાકાર કરી ઉપરના મણ શેરની ફાળે પડતી કિંમત ચઢાવવી.**

**દાખલો—**ખાંડ જાવા મણ ૨૬॥ ૩॥ રતલ છે. હંડ્રવેટના રૂા. ૧૨॥ ના ભાવે તેની શી કિંમત થાય?

૪) ૨૬॥ ૩॥ (
―――
હંડ્ર. ૬॥ ૦॥ ૩॥
હંડ્ર. ૬॥ ૦॥ ૫   ૫ શેર થયું.

૬॥
૧૨॥
―――
૮૧।   સાડા ૭ હંડ્રવેટની કિંમત
૧॥~   અર્ધા મણની કીંમત
૦ ≂।   પાંચ શેરની કીમત
―――
૮૩। ≂।   કુલ.

૧૨॥
×૦॥
―――
૪) ૬।   અર્ધા હં. ની કીંમત
―――
૧॥~   અર્ધા મણની કીંમત

૧૨॥
૫
―――
૪) ૬૨॥   પાંચ હં. ની કીંમત
―――
૪૦) ૧૫॥   પાંચ મણની કીંમત
―――
૦ ≂।   પાંચ શેરની કીમત

જવાબ રૂા. ૮૩) ≂।

હંડ્રવેટના મણ ૪ હોય છે તેથી જેટલે રૂપીએ હંડ્રવેટ તેટલાં પાવલાંનું મણ અગર તેથી ચાર ગણે આને મણ ગણીને પણ હિસાબ ગણી શકાય ?

**બીજીરીત**—ઉપર વધેલા રતલનો હિસાબ કરતી વખતે ૭ દોકડાનો આનો ગણીએ તો જેટલે રૂપીએ હંડ્રવેટ તેટલા દોકડાનું રતલ ગણી શકાય.

**દાખલો**—ખાંડ જવા મણ ૨૬ાા ૩ાા રતલ છે. હંડ્રવેટના રૂા. ૧૨ાા ના ભાવે તેની કેટલી કીંમત પડે ?

```
   મ.  રતલ                    હં
૪) ૨૬ાા  ૩ાા                   ૬ાા
  હં. ૬ાા  ૦ાા  ૩ાા              ×૧૨ાા
  હં. ૬ાા ૧૭ાા રતલ થયા        ————
                           ૮૧ા   સાડા ૭ હંડ્રવેટની કીંમત
 ૧૭ાા                        ૧ાા≈ સાડાસતર ગતલની કીંમત
×૧૨ાા                       ————
————                        ૮૩) ≈
૭) ૨૧૮ાા  દોકડા સાડાસત્તર રતલની કીમત
 ————
૧૬) ૩૧ા   આના                 જવાબ રૂા. ૮૩) ≈
   ————
   ૧ાા ≈
```

## દાખલા.

(૧) તાંબાના પતરાંનો ભાવ હંડ્રવેટ ૧ ના રૂા. ૩૦ા છે. તો મણ. ૨૧૨ાા નું શું પડશે ?

(૨) લોખંડના સ્ક્રૂની પેટી ૧ તેનું વજન મણ. ૮ાા ૩ રતલ છે. તેમાંથી ૧૦ રતલ બારદાન જતાં હંડ્રવેટના રૂા. ૨૫ાા ના ભાવે તેના કેટલા રૂપીઆ આપવા પડે ?

(૩) ચાક મણ ૬૩।। ૫ શેર લીધો. હંડ્રવેટનો ભાવ રૂ. ૮।।। હોય તો તેના કેટલા પૈસા આપવા ?

(૪) રૂ. ૧૮।।।≈ એ હંડ્રવેટના ભાવે મ. ૩૧૫।। ૪ રતલ પિત્તળનાં પતરાં ઉધારે વેચ્યાં છે. તો એ લઈ જનારને ખાતે શું ઉધારવું ?

(૫) ખાંડ મોરીસિયસ સફેદ મણ ૩૧૫।।। ૬ રતલ દર હંડ્રવેટના રૂ. ૧૫।।≈ ના ભાવે લાવ્યા તો તેની કુલ કિંમત કેટલી ?

(૬) સમુદ્રશીણ મણ. ૫૭।। ૩ રતલ દર રૂ. ૧૫।।≈ નું હંડ્રવેટના ભાવે લાવી રૂ. ૨૩।− ના ભાવે મીલમાં મોકલ્યાં. તો તે વેપારમાં આપણને કેટલો નફો મળ્યો ?

(૭) રૂ. ૩૨)−।। હંડ્રવેટના ભાવનું મણ ૩૩૬। ૬ રતલ નેતર કેટલા રૂપીઆનું આવે ?

(૮) ખાંડ ગુણી. ૨૫ તેનું વજન મણ ૧૫૭।। ૬।। રતલ દર ગુણીએ ૨।। રતલ બારદાન જતાં હંડ્રવેટના રૂ. ૧૫।।≈ ના ભાવે તેના કેટલા રૂપીઆ આપવા ?

(૯) દરેક માણસને ૧ પાઉંડ વજનની થાળી આપવામાં આવે છે. પિત્તળનો ભાવ રૂ. ૧૫।૦।। છે. ૪૨૫૩૪ માણસોને થાળીઓ વહેંચવા માટે પતરાં લાવવાં છે. તો તેના કેટલા રૂપીઆ પડશે.

(૧૦) એક માણસે ખાંડ જાવા ગુણી ૪૪ તેનું વજન મ. ૨૧૨।।। ૫ રતલ દર રૂ. ૧૩।।।૦।। ના ભાવે લીધી. તેને સેંકડે ૦।। ટકો વટાવ કાપી આપી કેટલા પૈસા લેશો ? દર દાગીને બારદાન ૨।। રતલ ગણવું.

---

## પીકલના હિસાબ.

સાબુચોખા પીકલથી વેચાય છે. ૪॥ મણનો એક પીકલ ગણાય છે.

**રીત. આપેલા વજનને ૪॥ એ ભાગી પીકલ અને ભાવનો ગુણાકાર કરી ઉપરના મણ શેરની ફાળે પડતી કિંમત ચઢાવવી.**

**દાખલો**—રૂ. ૧૫॥ ૧ પીકલ સાબુચોખા મળે છે. તો મ. ૨૭॥ ૭॥ શેરનું શું આપવું પડશે?

```
   પી.          ૪॥) ૨૭॥            ૧૫॥
   ૫॥॥              ———            ૦।
 ×૧૫॥        પીકલ. ૫॥॥ ૦। ૫        ————
 ————                          ૪॥) ૩॥~॥ પા પીકલની કિંમત
  ૮૧।૦।   પોણાછ પીકલની કિંમત         ———
    ૦॥~  પા મણની કિંમત          ૨) ૦॥~ પા મણની કિંમત
    ૦।~॥ પાંચશેરની કિંમત             ——
  ———  ——                         ૦।~॥ પાંચ શેરની કિંમત
  ૮૨।॥                જવાબ. રૂ. ૮૨।॥
```

પીકલના મણ ૪॥ અને રૂપીઆના દોકડા સો છે. માટે જેટલે રૂપીએ પીકલ તેથી ૨૧ ગણે દોકડે મણ.

પીકલના રતલ ૧૩૩ અને રૂપીઆના દોકડા ૧૦૦ માટે જેટલે રૂપીએ પીકલ તેથી પોણાગણે દોકડે રતલ.

ઉપરની બે કુંચીઓ લગભગ ખરી છે.

પીકલની ક્યાટી સો માટે જેટલે રૂપીએ પીકલ તેટલા દોકડાનું ૧ ક્યાટી આવે.

ક્યાટી ૫૨ તોલાની હોય છે.

## દાખલા.

(૧) સાણુચોખા મણ ૫૫ા ૫ શેર લીધા. પીકલ એકનો ભાવ જો રૂા. ૨૩ાા હોય તો કેટલા રૂા. આપવા ?

(૨) મણ ૩૭ાા ૪ રતલ સાણુચોખાના પીકલના રૂા. ૨૫ાા= ના ભાવે કેટલા રૂપીઆ આપવા.

(૩) સાણુચોખા મણ ૧૨૨ાા ૬ રતલ દર રૂા. ૩૩ા≈ ના ભાવે લીધું. તો તેનું શું આપવું ?

(૪) કાચું રેશમ મણ ૧૫૬ાા ૩ રતલ પીકલ એકના રૂા. ૩૬૨ાા= ના ભાવે લીંધું. તો તેનું શું આપવું ?

(૫) પીકલ એકના રૂા. ૩૨ા૦ા ના ભાવે મ. ૩૧૨ાા ૪ રતલ સાણુ-ચોખાના કેટલા રૂપીઆ થાય ?

(૬) સાણુચોખા ગુણી ૮ તેનું વજન મણ ૪૫ાા ૪ રતલ દર દાગીને ૨ રતલ બારદાન જાય તો તેના કેટલા રૂપીઆ આપવા ?

(૭) કાચા રેશમની પેટીનું વજન મણ ૨૩ાા ૫ રતલ છે. તેમાંથી મણ ૧ાા ૬ રતલ બારદાન જતાં પીકલ એકના રૂા. ૩૦૫ાા= ના ભાવે કેટલા રૂા. ની કિંમત થાય ?

(૮) ૩૭ા૦ાા એ પીકલના ભાવથી સાણુચોખા મણ. ૨૩૪ાા ૬ રતલ આપ્યા. હવે હિસાબ કરતી વખતે દોઢ ટકો વટાવ કાપવાનો હોય તો તેના કેટલા પૈસા લેવા ?

(૯) મ. ૩૧૫ાા ૪ રતલ સાણુચોખા દર રૂા. ૨૭ા૦ાા ના ભાવે લઇ ૩૨ા= ના ભાવે વેચ્યા તો તે વેપારમાં કેટલો નફો રહ્યો.

(૧૦) રૂા. ૨૭ા≈ાા નું પીકલનો ભાવ ઠરાવી મણ. ૪૧૨ાા ૪ રતલ સાણુચોખા લીધા. પરંતુ માલ નબળો હોવાથી ૧૦ ટકા વટાવ કાપી લીધો. તો તેના કેટલા રૂપીઆ આપ્યા હશે ?

## મણ ૧ ના પાકા ૧૫ શેરના હિસાબ.

કાચું રેશમને રોહીસાનું તેલ મણ ૧ ના પાકા ૧૫ શેરના ભાવે વેચાય છે.

**રીત. આપેલા વજનને ત્રણે ગુણીને આઠે ભાગી નાખવા, પછી મણના શેર કરી શેરમાં ઉમેરી દેવા જે આવે તે પાકા શેર સમજવા.**

દાખલો—ગાંસડી નંગ ૫ માં કાચું રેશમ મણ ૪૮॥ ૩॥ રતલ છે. મું. મણ ૧ ના પાકા ૧૫ શેર લેખે શેર ૧ના રૂ. ૩।૦॥ લેખે તેની કિંમત કેટલા રૂપીઆ થાય.

| | |
|---|---|
| શેર | મ. ૪૮॥ ૫ |
| ૭૩૩)= | ×૩ |
| ×૩।૦॥ | ——— |
| ——— | ૮) મ. ૧૪૬॥ ૫ ત્રણે ગુણ્યા. |
| ૨૪૦૫।=॥સાતસોનેત્રીસ શે. ની કિં. | ——— |
| ०।=॥~ બે અધોળની કિં. | મ. ૧૮। ૩)= પાકું તોલ. |
| ——— | ×૪૦ |
| ૨૪૦૫॥~)~ | ——— |
| જવાબ. રૂ. ૨૪૦૫॥~ | શેર. ૭૩૩)= |

બીજી રીત. આપેલા તોલને ૧૫ એ ગુણી નાખવા, મણને ગુણવાથી પાકા શેર આવશે. અને રતલને ગુણવાથી જે આવે તેને ૨૮ વડે ભાગી પાકા શેર કાઢી આવેલા શેરમાં ઉમેરવા. આ ભાગાકારમાં શેષ વધે તે તોલા સમજવા. પછી રૂપીઆને શેરનો ગુણાકાર કરી તેમાં તોલાની ફાળે પડતી કિંમત ઉમેરવી.

દાખલો. ઉપરનોજ.

મ. ૩ા

૪૮ાા ૩ા ×૧૫

×૧૫

શેર ૭૩૩) ૩ા તોલા ૨૮) ૫૨ાા

શેર. ૭૩૩ = શે. ૧ાા ૩ા તોલા

શેર
૭૩૩)=
૩૧૦ાા

૨૪૦૫)=ાા સાતસો તેત્રીસ શેરની કિંમત
૦ા=ા– બે અધોળની કિંમત

૨૪૦૫ાા–)–
જવાબ. રૂ. ૨૪૦૫ાા–

રૂ. ૩૧૦ાા એક શેરની કિંમત
આના ૩૧૦ાા એક અધોળની કિંમત
×૨

આના ૬ાા– બે અધોળની કિંમત
રૂ. ૦ા=ા–

## દાખલા.

(૧) કાચું રેશમ મણ. ૮ાા ૩ા રતલ છે. મું. મણ ૧ ના પાકા ૧૫ શેર લેખે, શેર ૧ ના રૂ. ૨ાા ના ભાવે તેની કિંમત કેટલી?

(૨) રોહીસાનું તેલ મણ ૧ા ૫ રતલ છે. મું. મણ ૧ ના પાકા ૧૫ શેર લેખે, શેર ૧ ના. રૂ. ૧ાાા ના ભાવે તેના કેટલા રૂપીઆ થાય?

(૩) રોહીસાનું તેલ મણ ૩ા ૪ રતલ છે. મું. મણ ૧ ના પાકા ૧૫ શેર લેખે, શેર ૧ ના રૂ. ૨)= ના ભાવે તેના કેટલા રૂપીઆ લેશો?

(૪) રોહીસાનું તેલ મણ ૧૫ાા ૨ા રતલ છે. મું. મણ ૧ ના પાકા ૧૫ શેર લેખે, શેર ૧ ના રૂ. ૧ાક્ષ્ા લેખે તે માલનાં કેટલાં નાણાં આપશો?

(૫) કાચા રેશમની ગાંસડી નંગ ૩ નું વજન મણ. ૩૭ાા ૫ાા રતલ છે. તેમાંથી મણ ૫ાા ૨ રતલ બારદાન જતાં, મું. મણ ૧ ના પાકા ૧૫ શેર લેખે, શેર ૧ ના રૂ. ૪ા ના ભાવે તેનું શું આપશો?

(૬) કાચા રેશમની ગાંસડી નંગ ૫ નું વજન મણ ૫૬ાા ૪ રતલ છે. તેમાંથી દાગીને મ. ૧ાાા ૨ાા રતલ બારદાન જતાં મું. મણ ૧ ના પાકા ૧૫ શેર લેખે શેર ૧ ના રૂ. ૩ાા= ના ભાવે તેની કિંમત કેટલી?

(૭) કાચા રેશમની ગાંસડી નંગ ૨ નું વજન મણ ૨૨॥ ૪॥ રતલ છે. તેમાંથી મ. ૨॥ ૩ા રતલ બારદાન જતાં મુ. મણ ૧ ના પાકા ૧૫ શેર લેખે શેર ૧ ના રૂા. ૪)= ના ભાવે ૧ ટકો વટાવ કાપી કેટલાં નાણાં લેશો?

(૮) રોહીસાનું તેલ મણ ૬॥ ૨ા રતલ છે. મું. મણ ૧ ના પાકા ૧૫ શેર લેખે શેર એકના રૂા. ૨)૦॥ ના ભાવે તે માલની કિંમત કેટલી?

(૯) રોહીસાનું તેલ મણ ૬૭॥ ૫॥ રતલ શેર ૧ ના રૂા. ૧॥~ ના ભાવે લઈ રૂા. ૧॥=॥ એ શેર લેખે વેચ્યું તો તે વેપારમાં કેટલો નફો નુકશાન થયું હશે. મું. મણ ૧ ના પાકા ૧૫ શેર પ્રમાણે હિસાબ ગણવો.

(૧૦) કાચા રેશમની ગાંસડી નંગ ૭ નું વજન મણ ૭૮॥ ૩ા રતલ છે. તેમાંથી દાગીને મણ ૧॥ ૧ા રતલ બારદાન જતાં મું. મણ ૧ ના પાકા ૧૫ શેર લેખે શેર ૧ ના રૂા. ૨॥≡॥ ના ભાવે દોઢ ટકો વટાવ કાપી લઇ હિસાબ શું ચુકવશો?

---

## ૧૦૦ મણના પાકા ૬૦ મણના હિસાબ.

હીંગળો તથા એળીઆના વાડીઆ મું. ૧૦૦ મણના પાકા ૬૦ મણના હિસાબે વેચાય છે.

**રીત—આપેલા વજનને ત્રણે ગુણીને પાંચે ભાગવાથી જે જવાબ આવે તે પાકા મણ સમજવા. પછી મણ શેર અથવા મણ ને રતલના હિસાબની રીતે હિસાબ કરવો.**

**દાખલો—**હીંગળાના વાડીયા નંગ ૪ નું વજન મણ ૨૫॥ ૩ા. રતલ છે. મુંબઈના ૧૦૦ મણ કાચાના પાકા ૬૦ મણને હિસાબે મણ એકના રૂા. ૫॥= ના ભાવે તેની કિંમત કેટલી?

| | |
|---|---|
| મ. ૨૫ાા ૩ાા | ૩ાા રતલ |
| ×૩ | ×૫ાા= |
| ૫ ) મ. ૭૬ાાા ૩ાા | ૨૮)૧૯ાાાૢ સાડા ત્રણ મણની કિંમત |
| મ. ૧૫ા ૩ાા પાકો તોલ થયો | ાાાૢ સાડા ત્રણ રતલની કિંમત. |
| મ. ૧૫ા ૩ાા | |
| ×ાાા ૦ાા | |

૮૫ાાા૦ાા સવા પંદર મણની કીંમત.  જવાબ ૮૬ાાૢાાા
+૦ાાૢા સાડા ત્રણ રતલની કીંમત.
૮૬ાાૢાાા

**બીજી રીત—આપેલા વજનને સુરતી તોલનું રૂપ આપી ૧ા એ ભાગવાથી જે જવાબ આવે તે પાકા મણ સમજવાં પછી મણ શેરના હિસાબની રીતે હિસાબ કરવો.**

**દાખલો**—ઉપરનોજ.

| | |
|---|---|
| મ. ૨૫ાા ૩ાા રતલ | રૂા. ૫ાા= એક મણની કીંમત. |
| મ. ૨૫ાા ૫ શેર | આના ૫ાા= અઢી શેરની કીંમત. |
| ×૭ાાા | ×૨ |
| ૧ા)મ. ૧૯) ૮ાાા શેર સુરતી તોલ | આના ૧૧ા પાંચ શેરની કીંમત |
| | રૂ. ૦ાાૢા |
| મ. ૧૫ા ૫ શેર પાકું તોલ | |

મ. ૧૫ા ૫ શેર
× ૫ાા=
૮૫ાાા ૦ાા સવા પંદર મણની કીંમત
૦ાાૢા પાંચ શેરની કીંમત.  જવાબ ૮૬ાાૢાાા
૮૬ાાૢાાા

## દાખલા

(૧) હીંગળાનું વાડીઉં નંગ ૧ તેનું વજન મણ પા ૫ શેર છે. તો મું. મણ ૧૦૦ ના પાકા ૬૦ લેખે મણ ૧ ના રૂ. ૬॥ ના ભાવે તેની કીંમત કેટલી?

(૨) એળીયાના વાડીઆ નંગ ૧૦ નું વજન મણ ૫૯॥ ૩॥ રતલ છે. મું. મ. ૧૦૦ ના પાકા ૬૦ મણ લેખે મણ ૧ ના રૂ. ૭॥ ના ભાવે તેની કીંમત કેટલી?

(૩) એળીયાના વાડીઆં નંગ ૨૫ નું વજન મણ ૧૫૭॥ ૫ રતલ છે. મું. મણ ૧૦૦ ના પાકા ૬૦ મણ લેખે મણ ૧ ના રૂ. ૮॥ ના ભાવે તેની કીંમત શી?

(૪) હીંગળો મણ ૩૨॥ ૪॥ રતલ લીધો. મુ. મણ ૧૦૦ ના પાકા ૬૦ મણ લેખે મણ ૧ ના રૂ. ૧૦। ના ભાવે તેના કેટલા રૂપીઆ આપવા?

(૫) હીંગળો મણ ૩૧૫॥ ૨। રતલ છે. મું. મણ ૧૦૦ ના પાકા ૬૦ મણ લેખે મણ ૧ ના રૂ. ૯॥ ના ભાવે તેના કેટલા રૂપીઆ ઉપજશે?

(૬) હીંગળો મણ ૨૩૪॥ પા॥ રતલ, મું. મણ ૧૦૦ ના પાકા ૬૦ મણ લેખે મણ ૧ ના રૂ. ૧૦॥ ના ભાવે લીધો તો તેના કેટલા રૂપીઆ આપશો?

(૭) એળીયાના વાડીઆં નંગ ૩૨ નું વજન મણ ૧૯૫। ૩. રતલ છે. મું. મણ ૧૦૦ ના પાકા ૬૦ મણ લેખે મણ ૧ ના રૂ. ૧૩। ના ભાવે તેના કેટલા રૂ. ઉપજે?

(૮) એળીયાના વાડીઆં નંગ ૬ નું વજન મણ ૩પાાા ૪ાા રતલ છે. મું. મણ ૧૦૦ ના પાકા ૬૦ મણ લેખે, મણ એકના રૂા. ૪ા≈ ના ભાવે હિસાબ કેટલો આપવો ? વટાવ ૧ ટકો કાપવાનો છે ?

(૯) હીંગળો મણ ૬પાાા ૪ાાા રતલ છે. મું. મણ ૧૦૦ ના પાકા ૬૦ મણ લેખે મણ ૧ ના રૂા. ૧પાાા≈ ના ભાવે ૧ાા ટકો વટાવ તથા ૦ાા ટકો દલાલી કાપી આપ્યા પછી આપણને શું મળશે ?

(૧૦) એળીઆના વાડીઆં નંગ ૧૮ નું વજન મણ ૧૦૯ાાા ૪ રતલ છે. મું. મણ ૧૦૦ ના પાકા ૬૦ મણ લેખે મણ ૧ ના રૂા. ૬ાાાઙ્ગ્રાા ના ભાવે સવાબે ટકા વટાવ કાપી લઇ કેટલું નાણાં આપવાં ?



# કાચાપાકા તોલના હિસાબ.

બજારોમાં સર્વ વસ્તુઓનું વજન ઘણે ભાગે મુંબાઈના તોલથી કરવામાં આવે છે અને કેટલીક ચીજોમાં ભાવ પાકા મણપર થાય છે. કેટલીક ચીજોમાં ૪૧ શેરનો મણ, કેટલીક વસ્તુઓમાં ૪૨ શેરનો મણ; એમ ૪૩ા, ૪૪, ૪૫, ૪૮ અને ૫૦ શેરનો મણ પણ ગણાય છે- આવા મણને પાકો મણ કહે છે.

કાચા મણ પરથી પાકા મણ કરવાની રીતો આ નીચે જણાવી છે. તેમાંથી જે રીત સહેલી પડે તે રીતે હિસાબ કરવા.

**પહેલી રીત—આપેલા વજનના મણને ૪૦ એ ગુણી શેર કરી નાખવા. પછી આવેલા શેરને જેટલા શેરનો મણ કહ્યો હોય તેટલાએ ભાગવા એટલે પાકા મણ આવશે.**

**દાખલો**—મણ ૧૬૦) ૫ શેરના ૪૨ તોલે પાકા મણ કેટલા થાય?

```
મ. ૧૬૦) ૫ શેર            ૪૨) ૬૪૦૫
   ×૪૦                   ————
————                 પાકા મ. ૧૫૨ાા
  ૬૪૦૦
    +૫                  જવાબ પાકા મણ ૧૫૨ાા
————
  ૬૪૦૫ શેર.
```

**બીજી રીત—પાકા મણના શેરના આંકડામાંથી ૪૦ બાદ કરવા, જે બાકી રહે તે વડે પાકા તોલના શેરના આંકડાને ભાગતાં જે ભાગાકાર આવે તેટલામો ભાગ આપેલા વજનમાંથી બાદ કરવો એટલે પાકો તોલ આવશે.**

```
 ૪૨      પાકા તોલના શેર
-----                          ૨૧) મ. ૧૬૦ ૫
 ૪૦                                -----------
-----                               મ.  ૭ાા ૫
 ૦૨
૨)૪૨(૨૧ મો ભાગ બાદ કરવો.
 ૪૨               મ.
-----          ૧૬૦) ૫ કાચો તોલ
 ૦૦              ૭ાા ૫ ૨૧ મો ભાગ બાદ.
               ----------
           મ. ૧૫૨ાા ૦ પાકો તોલ જવાબ.
```

**ત્રીજી રીત**—**કાચા તોલમાંથી પાકો તોલ કરવાને માટે આસરે રકમ ધારવી તેમાં દરમણે વધારાના શેર જેટલા શેર, દર શેરે વધારાના શેર જેટલા તોલા, દર તોલે વધારાના શેર જેટલા વાલ ધારેલી રકમમાં ઉમેરી આવેલા સરવાળાને મૂળ આપેલા તોલમાંથી બાદ કરવો. જો કાંઈ બાકી રહે તો તેમાંથી પણ ઉપરનીજ રીતે તોલ કાપી પાકો તોલ કરી પહેલી વખત આવેલ પાકા તોલમાં ઉમેરવું. એ રીતે દાખલો મેળવી શકાશે.**

**દાખલો** મ. ૧૬૦) ૫ શેર કાજુ લીધા છે. તો ૪૨ તોલે કેટલા પાકા મણનો હિસાબ આપવો?

```
મ. ૧૫૦  ધાર્યા.            ૧૫૦ × ૨ = ૩૦૦ શેર.
   +૭ાા                    ૩૦૦ શે. ÷ ૪૦ = ૭ાા મણ
  --------
   ૧૫૭ાા
મ. ૧૬૦) ૫ કાચુંતોલ
   ૧૫૭ાા                   મ. ૧૫૦ પાકા બદલ બાદ.
  --------
મ.    ૨ાા ૫ નો તોલ કાપવો રહ્યો.
```

મ. ૨॥ ધાર્યા. ૨॥ × ૨ = ૫ શેર.

+૫ ૨॥ ૫ મૂળ વજન

——— ૨॥ ૫ સરવાળો

૨॥ ૫ ———

૦) ૦

મ. ૧૫૦ પહેલી વખતે આવેલા ( ધારેલા )

મ. ૨॥ બીજી વખતે આવેલા ( ધારેલા )

———

મ. ૧૫૨॥ જવાબ

આ રીતને માટે આવું નાનું સરખું પત્રક કરવાથી સગડતા પડશે.

| કાચું તોલ | તોલ ધાર્યો | વધારાના શેર બદલ કાપવાના | નં. ૨. ૩ ખાનાનો સરવાળો | નં. ૧ માંથી બાદ કરવાનું વજન | કાચો તોલ બાકી રહ્યો |
|---|---|---|---|---|---|
| મ.૧૬૦) ૫<br>મ. ૨॥ ૫ | મ ૧૫૦)<br>મ. ૨॥ | મ. ૭॥<br>૦) ૫ | મ.૧૫૭॥<br>મ. ૨॥ ૫ | મ. ૧૫૭॥<br>મ. ૨॥ ૫ | મ. ૨॥ ૫<br>૦ |

પાકા મ. ૧૫૨॥ જવાબ

**ચોથી રીત—આપેલા કાચા મણને વધારાના શેરે ગુણવા. આવેલા ગુણાકારને ૪૦ વડે ભાગી મણ કરવા. આ મણને આવેલા કાચા મણમાંથી બાદ કરવા. બાદબાકી જે રહે તેટલું વજન આસરે ધારવું.**

**ધારેલા આસરાના વજનને વધારા શેર ગુણી ૪૦ એ ભાગી તેના મણ કરી આસરે ધારેલા વજનમાં ઉમેરવું એ રીતે સરવાળો આવે તે આપેલા કાચા**

વજનમાંથી બાદ કરવો. જો બરાબર થઈ રહે તો આસરે ધારેલા મણુજ પાકા મણુ સમજવા અને જો કાંઇ બાકી રહે તો ઉપરની રીતેજ આસરો શોધી કાઢવો, વધારાના શેરે ગુણી ઉમેરવું અને સરવાળો મૂળ કાચા તોલમાંથી બાદ કરવો એ ક્રમે બાકી રહેલ વજનનું તોલ કાપી પાકું તોલ કરવું. અને તે પાકા કરેલ તોલમાં ઉમેરવું.

દાખલો—મ. ૧૬૦) ૫ શેર ૪૨ તોલે પાકા મણુ કેટલા થાય ?

| | |
|---|---|
| ૪૨ | મ. ૧૬૦) ૫ |
| ૪૦ | × ૨ |
| ——— | ——— |
| ૨ વધારાના શેર | ૪૦)૩૨૦। |
| | ——— |
| મ. | મ. ૮)૦। |
| ૧૬૦) ૫ કાચું તોલ | |
| ૮) ૦। | |
| ——— | ૧૫૨) ૫ |
| ૧૫૨) ૪।।। | × ૨ |
| ૧૫૨) ૫ ધાર્યા. આસરાના મણ | ——— |
| ૭।। ૪। | ૪૦)૩૦૪। |
| ——— | ——— |
| ૧૫૯।। ૯। સરવાળોં | મ. ૭।। ૪। |
| મ. ૧૬૦) ૫ | |
| ૧૫૯।। ૯। | |
| ——— | |

૦૦૦। પા।। નું તોલ કાઢવું બાકી રહ્યું.

| | |
|---|---|
| મ. ૦। પ॥। | ૦। પ॥। કાચું તોલ |
| ૨ | ૦) ૦॥। ૧॥ |
| ૪૦)૦॥। ૧॥ | ૦। ૪॥। ૮॥ |
| મ. ૦) ૦॥। ૧॥ | ૦। ૫ આસરાના મણ ધાર્યાં. |
| | ×૨ |
| મ. ૦। પ॥। કાચું તોલ | |
| મ. ૦। પ॥। | ૪૦) ૦॥। |
| | મ. ૦) ૦॥। શેર |
| ૦) ૦) | |
| | મ. ૦। ૫ આસરાના મણ |
| | + ૦॥। |
| | ૦। પ॥। સરવાળો |

મ, ૧૫૨) ૫ પહેલી વખતે ધારેલા આસરાનું વજન
૦। ૫ બીજી વખતે ધારેલ આસરાનું વજરાન
જવાબ.
મ. ૧૫૨॥

## તોલ ૪૨ ના હિસાબ.

કંકુ કાજુ, કાચું કપુર, કાથો ખાવાનો, કાળી દ્રાક્ષ. મીણ, મધ, સફેદ મરી, સેવરધની સોપારી વગેરે કેટલીક ચીજો મું. તો. ૪૨ એટલે ૪૨ શેરનો મણ ગણીને વેચાય છે.

**રીત. કાચા પાકા તોલની રીતો માંહેની સહેલી પડે તે રીતે દાખલો ગણવો.**

**દાખલોઃ**—કંકુ મણ. ૧૬૦) ૫ મું. ૪૨ તોલે મણ ૧ ના રૂ. ૧૦॥ ના ભાવે લીધું. તો તેને ખાતે શું જમા કરશો ?

**બીજી રીત.** મુજબ.

```
 ૪૨
૭—       ૨)૪૨(૨૧ મો ભાગ બાદ કરવો જોઇએ.
 ૪૦        ૪૨
———      ———
 ૨         ૦૦
૨૧) મ. ૧૬૦)૫     મ. ૧૬૦) ૫
               —      ૭ll ૫
    ————————    ————————
    મ. ૭ll ૫    મ. ૧૫૨ll    પાકા મણ થયા.
    ૧૫૨ll
    ×૧૦ll
    ——————
    ૧૫૨૫
      ૭૬l
    ——————
રૂl.  ૧૬૦૧l        જવાબ.
```

**દાખલો.** ઉપરનોજ

પહેલી રીત મુજબ.

```
મ.
૧૬૦) ૫      ૪૨) ૬૪૦૫ (૧૫૨ll પાકા મણ થયા.
 ૪૦             ૪૨
————           ————
૬૪૦૦           ૨૨૦
   ૫           ૨૧૦          ૧૫૨ll
————           ————          ૧૦ll
૬૪૦૫            ૧૦૫        ————————
                 ૮૪       રૂl. ૧૬૦૧l  જવાબ.
               ————
                 ૨૧
                 ૨૧
               ————
                 ૦ ૦
```

## દાખલા.

(૧) દ્રાક્ષ મણ. ૨૩૬ા ૧ દર મણ. ૧ ના રૂા. ૪ાા ના ભાવે લાવ્યા. હવે જો દ્રાક્ષનો મણ. ૪૨ શેરનો ગણાતો હોય તો તે દ્રાક્ષના કેટલા રૂપીઆ આપશો ?

(૨) મીણનો ભાવ ૪૨ શેરના પાકા મણ ઉપર થાય છે. એક વેપારીએ મ. ૪૩૨ાા ૪ શેર મીણ બીજા વેપારીને મણ ૧ ના રૂા. ૮ાા≈ ના ભાવે આપ્યું તો બીજો વેપારી પહેલાને કેટલા પૈસા આપશે.

(૩) દર મણ. ૧ ના રૂા. ૮ા ના ભાવે કંકુ મણ. ૧૨૭ાા ૩ શેર લીધું તો તેનો આંકડો કેટલો આવશે ?

(૪) બજારમાં કાજુનો ભાવ મ. ૧ ના રૂા. ૧૦ા છે. તો મ. ૩૬ાાા કાજુ લઇને કેટલા પૈસા આપશો.

(૫) રૂા. ૯ાાા ની મણ કાળી દ્રાક્ષ મળે છે. આપણે મ. ૩૧૨ાા ૬ા શેર લેવી છે. તો કેટલા રૂપીઆ હશે તો લઈ શકાશે ?

(૬) ખાવાનો કાથો રૂ. ૩૧ાા નો ૧ મણ મળે છે. તો મ. ૩૫ાા ૪ શેર કાથાના કેટલા રૂપીઆ આપશો ?

(૭) રૂા. ૨૩ાાા નું ૧ મણ મીણ મળતું હોય ત્યારે મ. ૨૮ાાા ૫ા શેર રતલ મીણની કિંમત કેટલા રૂપીઆ ગણાય ?

(૮) રૂા. ૨૦ાા≈ એ ૧ મણ મધ મળે છે. એક વાઘરીએ એક મહીનામાં મ. ૩૬ાા ૬ાા રતલ મધ પાડી લાવીને વેચ્યું તો તે માસમાં તે કેટલું કમાયો ?

(૯) એક શેઠને ત્યાં લગ્ન પ્રસંગમાં સોપારી સેવરઘની મણ ૧૧૮ાા ૪ાા રતલ વપરાઇ. જો સોપારીનો ભાવ મણ ૧ ના રૂા. ૨૪ાાા≈ હોય તો તે શેઠને સોપારીનું ખરચ કેટલું આવ્યું ?

(૧૦) એક કંદોઇએ ગાંધીને ત્યાંથી મ. ૩૬।। ૬। રતલ સફેદ મરી મણ. ૧ ના રૂા. ૩૭।।। ના ભાવે લઇ રૂા. ૧૦૦૦ રોકડા આપ્યા તો હવે તે ગાંધીને શું આપવું બાકી રહ્યું.

---

## તો. ૪૫ નો હિસાબ.

**રીત. કાચા પાકા તોલ માંહેની કોઇપણ રીતે હિસાબ કરી શકાય છે. ૯મો ભાગ બાદ કરી કરવાની રીત સહેલીપડે છે.**

**દાખલો.** મ. ૩૩૪।। ૭।। શેર ના ૪૫ તોલે પાકા મણ કેટલા થાય ?

૪૫
૫— ૫)૪૫
૪૦ ——
— ૯ મો ભાગ બાદ કરવાનો.
૫

૯) ૩૩૪।। ૭।। કાચા મણ.
—— તોલ બદલ
મ. ૩૭) ૭।। બાદ કરવાના

મ. ૩૩૪।। ૭।। શેર કાચો તોલ
૩૭) ૭।। પાકો તોલ ૪૫ કરવા બદલ બાદ.
——
મ. ૨૯૭।। પાકો તોલ જવાબ.

**બીજી રીતે.**

દાખલો ઉપરનોજ.

મ. ૨૯૫ ધાર્યા. ૨૯૫ × ૫ = ૧૪૭૫ ÷ ૪૦ = મ. ૩૬।।। ૫ શેર.
મ. ૨૯૫)
——
૩૩૧।।। ૫

૩૩ ૪।। ૭।। કાચું તોલ
૩૩ ૧।।। ૫ મ. ૨૯૫ પાકા બદલના
——
૦૦૨।।। ૨।। તોલ કાપવાનું બાકી રહ્યું.

મ. ૨॥ ધાર્યા    ૨॥×૧૨॥÷૪=મ. ૦। ૨॥

૨॥    ધારેલા

૨॥। ૨॥    ૦। ૨॥

૨॥। ૨॥    ૨॥। ૨॥

૦) ૦)

મ. ૨૯૫ પહેલી વખતે ધારેલા
મ. ૨॥ બીજી વખતે ધારેલા

મ. ૨૯૭॥ જવાબ.

---

## દાખલાઓ.

(૧) કાચા મણ. ૨૦૯॥। ૦। શેરના તોલ ૪૫ કાપી પાકા મણ કેટલા થશે તે કહો ?

(૨) તોલ. ૪૫ કાપી પાકા મણ કરવા છે. તો તો મણ ૭૮॥। ૨। શેર ના પાકા મણ કેટલા થાય ?

(૩) કાચા ૧૨૦॥। ૦॥। શેર છે. તો તોલ ૪૫ કાપી પાકા મણ કરવા છે. તો કેટલા થશે.

(૪) કાચા મણ. ૨૯૧) ૩॥। શેરના તોલ ૪૫ કાપી પાકા મણ કરવા છે તો કેટલા થાય ?

(૫) મ. ૪૨૬॥। ૫। શેર કાચા છે. તો તોલ ૪૫ કાપી પાકો તોલ કરવો છે. તો કેટલો તોલ થાય ?

(૬) મ. ૩૧૫॥ ૬॥ શેર કાચા મણ છે. તેમાંથી ૪૫ તોલ કાપી પાકા મણ કેટલા થાય ?

(૭) કાચા મણ. ૨૯૩। ૪॥। શેર છે તેમાંથી ૪૫ તોલ કાપી પાકા મણ કરવા છે. તો જવાબ શું આવશે ?

(૮) મ. ૩૧૫॥ ૫॥ રતલ કાચા મણમાંથી ૪૫ તોલ કાપી પાકા મણ કરો.

(૯) મ. ૪૨૩। ૬॥ રતલ કાચા મણના ૪૫ તોલે પાકા મણ કેટલા થાય ?

(૧૦) મ. ૫૨૩॥ ૬। રતલ કાચા મણ અને ૪૫ તોલે પાકા મણ વચ્ચે કેટલો તફાવત રહેશે ?

---

## તોલ. ૪૮ ના હિસાબ.

રીત-કાચા પાકા તોલના હિસાબ માંહેની કોઇ પણ રીતે હિસાબ થઈ શકે છે. છઠ્ઠો ભાગ બાદ કરવાથી સહેલું પડે છે.

દાખલો: મ. ૧૪૧॥ ૨॥ શેર કાચા તોલના ૪૮ તોલે પાકા મણ કેટલા થાય ? મ. ૧૪૧॥ ૨॥ શેર કાચું તોલ

```
૪૮   ૮)૪૮ (૬ ઠ્ઠો ભાગ બાદ કરવો.  ૬)૧૪૧॥ ૨॥
૪૦     ૪૮                          ————————
—     ———                          ૨૩॥ ૩॥ છઠ્ઠો ભાગ
૦૮     ૦૦
```

```
  મ. ૧૪૧॥ ૨॥ શેર કાચું તોલ
—મ. ૨૩॥ ૩॥ શેર છઠ્ઠા ભાગ બદલ બાદ
  ———————————
મ. ૧૧૭॥ ૮।॥     પાકો તોલ જવાબ.
```

**દાખલો.** મ. ૧૪૧॥ ૨॥ શેરના ૪૮ તોલે પાકા મણ કેટલા થાય ?

```
૧૪૧॥ ૨॥              ૪૮) ૫૬૬૨॥ (૧૧૭॥ ૮॥
 ×૪૦                     ૪૮
──────                   ──
૫૬૪૦                     ૦૮૬
  ૨૦                      ૪૮
   ૨॥                     ──
──────                    ૩૮૨॥
૫૬૬૨॥ શેર                 ૩૩૬
જવાબ મ. ૧૧૭॥ ૮॥          ────
     પાકુંતોલ.            ૦૪૬॥
                           ૩૬
                          ────
                          ૧૦॥
                           ૯॥ ૪
                          ──────
                           ૦॥ ૬
                           ૦॥ ૬
                          ──────
                            ૦) ૦
```

## દાખલા.

(૧) કાચા મણ ૮૦) ૭ શેર છે. તો ૪૮ તોલ કાપી પાકા મણ કાઢીએ તો કેટલા આવશે ?

(૨) મ. ૨૦૦) ૫॥ શેર કાચું તોલ છે. તેમાંથી ૪૮ તોલ કાપી પાકું વજન કરવું છે. તો કેટલું થશે ?

(૩) મ. ૨૮૪॥ ૬॥ શેર કાચા તોલમાંથી ૪૮ તોલ કાપી પાકા મણ કાઢીએ તો કેટલા આવે ?

(૪) ૪૮ તોલ કાપી પાકા મણ કાઢવા છે. કાચા મ. ૩૫૯ાાા ૮ાા શેર છે. તો કેટલા મણ નિકળશે ?

(૫) મ. ૧૫૨) ૧ાાા રતલમાંથી ૪૮ તોલ કાપી પાકા મણ કાઢવાથી કેટલા આવશે ?

(૬) કાચા મણ ૨૧૩ાા ૪ાા શેરમાંથી ૪૮ તોલ કાપી પાકા મણ કાઢીએ તો કેટલા આવશે ?

(૭) કાચા મણ ૩૩૭ાા પાાા શેરના ૪૮ તોલે પાકા મણ કેટલા થાય ?

(૮) મ. ૫૧૩ાાા ૪ાા રતલમાંથી ૪૮ તોલ કાપી પાકા મણ કેટલા આવે ?

(૯) ૪૮ તોલ કાપી પાકા મણ કરેલા છે. તો મ. ૪૩૨ાા ૪ા રતલ કાચા તોલમાંથી કેટલા થશે ?

(૧૦) ૪૮ તોલે પાકા મણ ૧ ના રૂ. ૧૦ાાા ના ભાવે મ. ૩૦૨ાા ૪ રતલ કાચા તોલની કિંમત કેટલી ?

---

## તોલ ૫૦ ના હિસાબ.

**રીત. કાચા પાકા તોલની રીત આંહેની કોઈપણ રીતે હિસાબ કરી શકાય છે. પરંતુ પાંચમો ભાગ બાદ કરી હિસાબ કરવાથી સહેલું પડે છે.**

**દાખલો.** કાચા મણ ૨૦૩) ૨ાા શેર છે. તો તોલ ૫૦ એ પાકા મણ કેટલા થશે.

```
 ૫૦        ૧૦) ૫૦ (૫ મો ભાગ બાદ કરવાનો
−૪૦            ૫૦       ૫ )મ  ૨૦૩) ૨ાા કાચું તોલ
───            ──            ─────────
 ૧૦            ૦૦               ૪૦ાા ૪ાા પાંચમો ભાગ

 મ. ૨૦૩) ૨ાા
   −૪૦ાા ૪ાા પાકો તોલ કરવા બદલ પાંચમો ભાગ બાદ
   ─────────
 મ. ૧૬૨ા ૮  પાકો તોલ જવાબ.
```

**દાખલો.** મ. ૨૦૩) ૨॥ શેર કાચો તોલ છે. તેમાંથી ૫૦ તોલ કાપી પાકા મણ કાઢીએ તો કેટલા આવે ?

મ. ૧૬૦ ધાર્યા. ૧૬૦×૧૦=૧૬૦૦÷૪૦=૪૦ મણ.

| | | |
|---|---|---|
| મ. ૧૬૦) | મ. ૨૦૩)૨॥ | કાચું તોલ |
| +મ. ૪૦) | મ. ૨૦૦) | પાકા મણ ૧૬૦ બદલ બાદ |
| મ. ૨૦૦) | મ. ૩)૨॥ | કાચું તોલ રહ્યું. |

મ. ૨૧ ધાર્યા. ૨૧×૧૦=૨૨॥÷૪૦=મ. ૦॥ ૨॥

| | | |
|---|---|---|
| મ. ૨૧ | મ. ૩) ૨॥ | કાચું તોલ રહ્યું છે. |
| +મ. ૦॥ ૨॥ | મ. ૨॥। ૨॥ | પાકા સવાબે મણ બદલ બાદ |
| ૨॥। ૨॥ | ૦। ૦) | કાચું તોલ રહ્યું. |

મ. ૦) ૮ શેર ધાર્યા ૮×૧૦=તોલા ૮૦÷૪૦=મ. ૦)૨ શેર

મ. ૧૬૨। ૮ શેર જવાબ.

| | | |
|---|---|---|
| મ. ૦)૮ શેર ધારેલા | મ. ૦। | કાચું તોલ |
| મ. ૦)૨ | મ. ૦। | પાકા આઠ શેર બદલ બાદ |
| મ. ૦। | ૦) | |

## દાખલા.

(૧) મ. ૯૧।। ૩।। શેર કાચા તોલમાંથી ૫૦ તોલે પાકો તોલ કેટલા મણ ઉતરે ?

(૨) મ. ૧૧૯। ૮।। કાચા તોલના ૫૦ તોલે પાકો મણ કરવાથી કેટલા મણ આવશે.

(૩) ૫૦ તોલે પાકા મણ કરવા હોય તો કાચા મણ ૧૬૭) ૬। શેરમાંથી કેટલા થાય ?

(૪) કાચો તોલ મણ ૩૩૮।। ૧। શેર છે. તેમાંથી પાકો તોલ કરવો છે. તો ૫૦ તોલે પાકા મણ કેટલા થશે ?

(૫) કાચા તોલ મણ ૩૭૧।।। ૩।। શેર હોય તો તેમાંથી પાકો તોલ કાઢવા અદલ વજન બાદ કરી ૫૦ તોલે પાકો તોલ કાઢી આપો.

(૬) મ. ૨૬૬।। પા રતલ કાચા તોલમાંથી ૫૦ તોલે પાકા મણ કેટલા નિકળશે ?

(૭) કાચો તોલ મ. ૨૩૭।। ૮।। શેર છે. તેમાંથી ૫૦ તોલ કાપી પાકો તોલ કાઢો. કેટલા આવશે ?

(૮) કાચો તોલ મ. ૧૫૭। ૨। રતલમાંથી ૫૦ તોલે પાકા મણ કેટલા થાય ?

(૯) મ. ૨૯૭।। ૪।। રતલ કાચા તોલનો ૫૦ તોલે પાકો તોલ કેટલા મણ ઉતરશે.

(૧૦) મ. ૪૯૮।।। ૨।। રતલ કાચા મણમાંથી ૫૦ તોલે પાકો મણ કાઢી એ વચ્ચે કેટલો તફાવત છે. તે કહો ?



## સુરતી તોલ કરવાના હિસાબો.

**રીત—મુંબાઈના તોલને ૦ાા વડે ગુણવાથી સુરતી તોલ થાય છે.**

**દાખલો**—મ. ૫૨૫ાા ૭ા શેર મુંબાઈના વજનવડે જરદાળુ તોળ્યાં, પરંતુ તેનો ભાવ સુરતી મણમાં થાય છે. તે જરદાળુનું સુરતી વજન કેટલું!

```
    મ.      શે.
   ૫૨૫ાા    ૭ા
   × ૦ાા
  ─────────
   ૩૭૫
    ૦૮ાા
     ૦ાા ૦ા=
  ─────────
મણ. ૩૯૪ા ૦ા=      સુરતી વજન થયું. જવાબ.
```

મણ ઉપર રતલ આપ્યા હોય તો શેર કરી સુરતી તોલ કરવો.

**બીજી રીત—( રતલ ઉપરથી સુરતી તોલ કરવાની. ) દર રતલે બે તોલા ઉમેરી ૨૮ એ ભાગી મૂળ રતલમાં ઉમેરવાથી સુરતી તોલ થશે.**

**દાખલો**—મુંબઈનાં તોલાં વડે ઈંદ્રિજવ મણ. ૨૪ાા ૪ાા રતલ તોળ્યા તો તેનું સુરતી વજન કેટલું ગણાય?

૪ાા રતલ જે
૩ાા રતલના ૫ શેર થાય　　　૪ાા રતલ
―――　　　　　　　　　　×૨
૧ રતલના ૧ા≶ થાય　　　―――
　　　―――　　　　　૨૮)૯(ાના　　૪ાા રતલ
　　શે. ૬ા≶ થાય　　　　૭　　　　ાના ઉમેર્યાં
　　　　　　　　　　　　―　　　―――
મણ.　　　　　　　　　　　૨　　　૪ાાના સુરતી તોલ
૨૪ાા ૬ા≶　　　　　　　×૧૬
ાાા　　　　　　　　　　―
―――　　　મણ　　　૩૨
૧૮　　　　૨૪ાા　　૨૮
ા ાા　　　　ાાા　　―
૦) ાના　　―――　　૦૪
―――　　૧૮
૧૮ા ાાના　　ા.૫
　　　　　　૪ાાના સાડા ચાર રતલના શેર
　　　　　―――
　　　મ. ૧૮ા ાાના　　જવાબ

## દાખલા.

૧. ગંધક અમલસાડ સુ. મણ ૧ ના રૂા. ૨૨ાા પડે છે. તો મું. મ. ૮ાા ૬ શેરનું શું પડશે?

૨. ઓદાર સુ. મણ ૧ ના રૂા ૧૦ા ના ભાવે મળે છે. આપણે મુ. મ. ૨૩ા ૭ શેર લીધો તો તેનાં કેટલાં નાણાં આપવાં?

૩. ગુલાલ ગામઠી મું. મણ ૧૬૮ાા ૪ રતલ સુ. મણ ૧ ના રૂા. ૨ા ના ભાવે લીધો. તો તે બદલ શું આપવું પડશે?

૪. પારો સુ. મણ ૧ ના રૂા. ૧૧૨ાા ના ભાવે વેચાય છે. આપણે મું. મ. ૨૨ાા ૬ાા રતલ આપ્યો તો ઘરાક પાસેથી કેટલા પૈસા લેશો.

૫. લોબાન સુરતી મણ ૬ ના રૂા. ૩ા≈ ના ભાવે વેચાય છે. આપણે મું. મ. ૨૮ાા ૫ાા રતલ આપ્યો. તો તે આપણને કેટલા પૈસા આપશે?

૬. સુરતી મણ ૧ ના રૂ. ૫ા ના ભાવે પાકી સુતળી મળે છે. આપણે મું મ. ૩૩ા ૬ા રતલ લીધી તો કેટલા પૈસા આપવા?

૭. અમલસાડી ગંધક મણ ૧૩૮ા ૬ા રતલ દર સુરતી મણ ૧ ના રૂ. ૧૦ા≈ ના ભાવે લીધો તો કેટલા પૈસા આપશો?

૮. ગામઠી ગુલાલ મણ ૧૨૮ા ૧ા રતલ સુ. મ. ૧ ના રૂ. ૨ા≈ ના ભાવે વેચ્યો તો ટકો વટાવ કાપીઆપી રોકડા કેટલા રૂ. લેશો?

૯. લોબાન મણ ૩૪ા ૨ા રતલ સુ. મણ ૧ ના રૂ. ૩ા≈ ના ભાવે લીધો. તો તેનું શું આપશો?

૧૦. મણ ૨૫ા ૬ા રતલ પારો સુ. મણ ૧ ના રૂ. ૮૭ા≈ ના ભાવે લીધો. હિસાબ જો મુંબઇના મણના ભાવે અપાયો હોય તો કેટલી રકમ વધારે ગઈ હશે?

---

## તો. ૪૧ ના હિસાબ.

ખાંડ ડાબોટો સુ. તો. ૪૧ ના હિસાબે વેચાય છે.

**રીત—કાચા પાકા તોલની રીતો માંહેથી જોઈ લેવી.**

**દાખલો**—સુરતના એક વેપારીએ પોતાના ગામમાં ખાંડ મણ. ૧૩૬ા ૩ા શેર ખરીદ કરી. ૪૧ શેર ના મણ. ૧ પાકા ના જો રૂ. ૫ા પડતા હોય તો તે ખાંડનું શું આપવું?

```
 ૧૩૬ા          ૪૧)૫૪૬૩ા(૧૩૩ા મણ પાકા થયા.
 ×૪૦             ૪૧
 ------          ----
 ૫૪૪૦            ૧૩૬
   ૨૦            ૧૨૩          ૧૩૩ા
    ૩ા           -----         ×૫ા
 -------         ૦૧૩૩ા        ------
 ૫૪૬૩ા શેર        ૧૨૩          ૬૬૫
                 -----           ૧ા
                   ૧૦ા         ૬૬ા≈
                   ૧૦ા        -------
                  ----     જવાબ રૂ. ૭૩૨ાા≈
                   ૦૦)
```

**ત્રીજી રીતથી—**

**દાખલો—**ઉપરનો જ.

મ. ૧૩૬ાા ૩ા શેરના ૪૧ તોલે પાકા મણ કરવા છે.

```
   મ.                    ૧૩૦ મણ ધાર્યા
  ૧૩૬ાા ૩ા                ×૧ શેર વધારાના   ૧૩૦ મણ ધારેલા
—૧૩૩ા                   ———                +૩ા
 ————                    ૧૩૦ શેર            ———
 ૦૩ા ૩ા નો તોલ        ૪૦)૧૩૦              ૧૩૩ા
        કાઢવો           ————
          બાકી રહ્યો મ.  ૩ા

 ૩ા ૩ા કાચો તોલ           ૩ા મણ ફરીવાર ધાર્યા.
 ૩ા ૩ા                      ×૧
————                        ———
 ૦)૦)                        ૩ા શેર    ૩ા મણ ધારેલા
૧૩૦ મ. પહેલી વખતે ધારેલા            ૦) ૩ા
  ૩ા મ.  બીજી વખતે ધારેલા           ————
————                                 ૩ા ૩ા
૧૩૩ા મણ પાકો તોલ          ૧૩૩ા
                             ×૫ાા
                           ————
                      રૂ. ૭૩૨ાા= જવાબ
```

## દાખલા.

(૧) સુ. તો. ૪૧ ના પાકા મણ ૧ ના રૂ. ૭ાા= ના ભાવે સુ. મ. ૧૫ાાા ૫ાા શેર ડાબોટા ખાંડના કેટલા પૈસા થાય?

(૨) શુ. તો. ૪૧ ના પાકા મણ ૧ ના રૂ. ૮ા—ના ભાવે સુ. મ. ૩૩) ૨ા શેર ડાબોટો ખાંડના કેટલા રૂપીઆ આપવા?

(૩) સુ. તો. ૪૧ ના પાકા મણ ૧ ના રૂ. ૯ા= ના ભાવે સુ. મ. ૪૫ાા ૪ શેર ડાબોટા ખાંડ લેનાર પાસે કેટલા પૈસા હોવા જોઇએ?

(૪) એક લગ્નમાં ટાબોટો ખાંડ સુ. મ. ૬૨॥ ૬ શેર વપરાઈ સુ. તો. ૪૧ ના મણ ૧ નો ભાવ જો રૂ. ૮॥।~ હોય તો તે લગ્નમાં કેટલા રૂપીઆની ખાંડ વપરાઈ?

(૫) એક માણસને સુ. મ. ૮૫॥ ૩ શેર ખાંડ લેવી છે. સુ. તો. ૪૧ ના મણ ૧ પાકાના જો રૂ. ૬॥ હોય તો તેની પાસે કેટલા પૈસા હોવા જોઇએ?

(૬) સુ. તો. ૪૧ ના પાકા મણ ૧ ના રૂ. ૮। નો ભાવ હતો. ત્યારે એક વેપારીએ સું. મ. ૬૧॥ ડાબોટો ખાંડ લીધી. તો તે વેપારીને કેટલા રૂપીઆ આપવા. પડશે?

(૭) સુ. તો. ૪૧ ના પાકા મણ ૧ ના રૂ. ૬॥।=॥ નો ભાવ હોય ત્યારે સુ. મ. ૧૧૦॥ ૮ શેર ખાંડના કેટલા પૈસા આપવા.

(૮) સુ. તો. ૪૧ ના પાકા મણ ૧ ના રૂ. ૭। ૦॥ નો ભાવ હતો. ત્યારે એક વેપારી પાસેથી આપણે સું. મ. ૪૮) ૭ શેર ટાબોટો ખાંડ લાવેલા. તો તેને ખાતે આપણા ચોપડામાં કેટલી રકમ જમા હશે?

(૯) ખાંડ ડાબોટો સું. મ. ૧૮૧। ૭ શેર સુ. તો. ૪૧ ના પાકા મણ ૧ ના રૂ. ૫॥= ના ભાવે લીધી. તો અડધો ટકો વટાવ કાપી કેટલા પૈસા આપશો?

(૧૦) ખાંડ ડાબોટો સું. મ. ૨૧૩॥ ૫ રતલ સુ. તો. ૪૧ ના પાકા મણ ૧ ના રૂ. ૬।= ના ભાવે લીધી. તો તેના કેટલા રૂપીઆ આપવા પડશે?

---

## તોલ ૪૧। ના હિસાબ.

હાથીદાંત સુ. તો. ૪૧। ના ભાવે વેચાય છે.

**રીત—કાચા પાકા તોલના હિસાબની રીત માંહેની કોઈપણ રીતે આ હિસાબ થાય છે. ૩૩ મો ભાગ બાદ કરવાથી સહેલું પડે છે.**

**દાખલો** સુ. તો. ૪૧। એ હાથીદાંત મણ ૧ ના રૂા. ૨૫૦) નો ભાવ હોય ત્યારે મું. મ. ૧૭૪॥। ૬ શેર હાથીદાંતના કેટલા રૂપીઆ આપવા.

મ. ૧૭૪॥। ૬    ૪૧    ૧।) ૪૧। (૩૩ મો ભાગ<br>
×૦॥।    —૪૦।    ૪૧।    બાદ કરવો<br>
જોઇએ.

સુ. મ. ૧૩૧ ) ૭    ૧।    ૦૦)<br>
—૩॥। ૯ તોલ ૪૧। બદલબાદ    ૩૩) ૧૩૧ ) ૭<br>
   ૩॥। ૯

મ. ૧૨૭ ) ૮ પાકો તોલ થયો.<br>
×૨૫૦

૩૧૭૫૦ મ. ૧૨૭ ની કીંમત.<br>
૫૦ આઠ શેરની કીંમત

રૂા. ૩૧૮૦૦ જવાબ.

### બીજી રીતે

**દાખલો.** હાથીદાંત મું. મ. ૧૭૪॥। ૬ શેરની કિંમત સુ. તો. ૪૧। એ મણ ૧ ના રૂા. ૨૫૦) ના ભાવે કેટલી કિંમત થાય ?

મ. ૧૭૪॥। ૬ શેર મુંબાઇનો તોલ    ૪૧।) ૫૨૪૭ શેર<br>
૦॥।<br>
   ૧૨૭) ૮ શેર પાકો તોલ.

મ. ૧૩૧) ૭ શેર સુરતી તોલ.<br>
×૪૦

૫૨૪૦    મ. ૧૨૭) ૮<br>
૭    × ૨૫૦

૫૨૪૭    ૩૧૮૦૦ જવાબ

## દાખલા.

(૧) હાથીદાંત મણ ના રૂ. ૨૮૫ા પડતા હોય તો મું. મ. ૯ાા ૬ શેરનું શું પડશે. હાથીદાંત સુ. ૪૧ા શેરનો ૧ પાકા મણ પર ભાવ થાય છે.

(૨) હાથીદાંત મું. મ. ૧૮૮) ૪ શેર છે. સુ. તો. ૪૧ા એ પાકા મણ ૧ ના રૂ. ૨૮૪ાા ના ભાવે તેની કિંમત કેટલી ?

(૩) રૂ. ૩૧૨ાા એ સુ. તો. ૪૧ા એ પાકા મણના ભાવે મું. મ. ૨૫ા ૨ શેર હાથીદાંતની કિંમત કેટલા રૂપીઆ થાય ?

(૪) સુ. તો. ૪૧ા એ હાથીદાંત મણ ૧ પાકાના રૂ. ૨૫૨ાા= ના ભાવે મું. મ. ૨૦ાા ૬ શેર હાથીદાંતના કેટલા રૂપીઆ આપવા ?

(૫) સુ. તો. ૪૧ા એ હાથીદાંત મણ ૧ ના રૂ. ૨૮૫ાા≡ ના ભાવે મું. મ. ૨૫ાા ૯ શેર હાથીદાંતના કેટલા રૂપીઆ આપવા?

(૬) હાથીદાંત મણ ૨૮ાા ૩ા રતલ. સુ તો. ૪૧ા એ પાકા ૧ મણના રૂ. ૩૦૧ાા ના ભાવે લીધો તો તેના કેટલા પૈસા આપશો ?

(૭) રૂ. ૩૨૨ાા એ પાકા ૧ મણનો ભાવ ઠરાવી મું. મ. ૩૬ા ૫ા રતલ હાથીદાંત લીધો. તો કેટલા રૂ. આપશો ? સુ. તો. ૪૧ા શેરનો એક પાકો મણ ગણાય છે.

(૮) સુ. તો. ૪૧ા એ પાકા મણ ના રૂ, ૨૮૯ા≡ ના ભાવે મું. મ. ૧૨ા ૪ રતલ હાથીદાંત વેચ્યો. તો કેટલા પૈસા આવશે ?

(૯) સુ. તો. ૪૧ા એ પાકા મણ ૧ ના રૂ. ૨૬૭ાા= ના ભાવે હાથીદાંત મું. મ. ૮ાા ૬ રતલ લઈ, રતલ રતલના કકડા કરી દર રતલના રૂ. ૯) ૦ાા ના ભાવે વેચ્યા. તો તે વેપારમાં કેટલો નફો થયો હશે ?

(૧૦) સુ. તો. ૪૧ા એ પાકા મણ ૧ ના રૂ. ૨૩૬ા= ના ભાવે મું. મ. ૨૩ા ૪ાા રતલ હાથીદાંત લીધો. તો અર્ધો ટકો વટાવ કાપી કેટલાં નાણાં આપશો ?

## સુ. તો. ૪૩ા ના હિસાબ.

સુન સુની સાકર સુ. તો. ૪૩ા ના હિસાબે વેચાય છે.

**રીત  કાચા મણનો સુરતી તોલ કર્યા પછી કાચાપાકા તોલની રીતો માંહેની બીજી સિવાયની કોઇપણ  રીતે હિસાબ કરવો.**

**દાખલો** ચુનચુની સાકર મું. મણ ૨૦૭ા ૪ શેર છે સુ. તો. ૪૩ા એ પાકા મણ ૧ ના રૂ. ૭ાા≈ ના  ભાવે તેની શી કિંમત આપવી.

મ. ૨૦૭ા ૪  મુંબઇનો તોલ
×  ૦ાા
મ. ૧૫૫ાા૮ શેર સુરતી તોલ
×૪૦
૬૨૦૦
+૨૮
૬૨૨૮

મ.  ૧૪૪
×૭ાા≈
રૂ. ૧૧૪૩  જવાબ.

૪૩ા) ૬૨૨૮ (૧૪૪ મણ
૪૩ા  પાકા થયા
૧૮ાા
×૧૦
૧૮૦
+૭ાા
૧૮૭ાા
+૨
૧૮૯ાા
૧૭૩
૦૧૬ાા
×૧૦
૧૬૫
૮
૧૭૩

૧૭૩
૧૭૩
૦૦૦

**ત્રીજી રીતે.** દાખલો ઉપરનોજ.

```
મ. ૨૦૭ાા ૪ મુંબાઇ તોલ   ૪૩ા          ૧૪૦ ધાર્યા
    ×૦ાાા               ૪૦            ×૩ા
   ─────────           ─────         ─────
મ. ૧૫૫ાા ૮ સુરતી તોલ     ૩ા વધારાના શેર ૪૨૦
                                        ૩૫
                                      ─────
                                  ૪૦) ૪૫૫ શેર
                                      ──────
                                  મ. ૧૧) ૧૫ શેર
મ. ૧૫૫ાા ૮ કાચ્ચું તોલ          ૧૪૦     ધારેલા
મ. ૧૫૧ા ૫ મ.૧૪૦ પાકાબદલના+૧૧ા ૫ તોલ બદલ ઉમેરવાના
  ─────────                 ───────
   ૦૦૪ા ૩ કાચ્ચું તોલ રહ્યું    ૧૫૧ા ૫ તોલ પાકા ૧૪૦બદલના કાચ્ચ
     ૪ા ૩ મ. ૪ પાકા બદલના
   ───────
     ૦  ૦                           મ. ૪ ધાર્યા
                                   મ.×૩ા
                                   ──────
                                ૪૦) ૧૩ શેર
મ. ૧૪૪                મ. ૪        ─────
  ×૭ાા≠               મ. ૦ા ૩      ૦ા ૩
 ─────────           ────────
 ૧૦૦૮                 મ. ૪ા ૩
  ૧૦૮                            મ. ૧૪૦  પહેલી વખતે ધારેલા
   ૨૭                            મ. + ૪  બીજી વખતે ધારેલા
 ─────────                        ─────
રૂ.૧૧૪૪  જવાબ.                    મ. ૧૪૪  પાકા મણ થયા.
```

## દાખલા.

(૧) ચુનચુની સાકર મું. મ. ૧૨૨॥ ૭ શેર સુ. તો. ૪૩ા એ પાકા મણ ૧ ના રૂ. ૧૦॥ ના ભાવે લીધી. તો તે સાકરની કિંમત કેટલી.

(૨) મું. મ. ૬૦ા સાકર ચુનચુની લીધી. તેનો ભાવ સુ. તો. ૪૩ા એ પાકા ૧ મણના રૂ. ૮॥ હોય તો કેટલા પૈસા આપશો?

(૩) સુ. તો. ૪૩ા એ પાકા ૧ મણના રૂ. ૯ા= નો ભાવ હતો ત્યારે એક વેપારીને ત્યાંથી આપણે મું. મ. ૮૨) ૭ શેર ચુન-ચુની સાકર લાવ્યા. તો તેના ગુમાસ્તાને કેટલા પૈસા આપશો?

(૪) રૂ. ૧૦॥≈॥ સુ. તો. ૪૩ા એ પાકા ૧ મણનો ભાવ હતો, ત્યારે મું. મ. ૪૭॥ ૩ શેર ચુનચુની સાકર આપણે આપેલી તો તેના ખાતામાં આપણું શું લેણું હશે?

(૫) મુ. મ. ૧૦૮)૫ શેર ચુનચુની સાકર રૂ. ૯॥≈॥ ના મણના ભાવે લીધી. પરંતુ એ સાકરમાં સુ. શે. ૪૩ા નો પાકો ૧ મણ ગણાતો હોય તો એ સાકરની કિંમત કેટલી?

(૬) ચુનચુની સાકર મું. મણ ૫૫) ૫॥ શેર. સુ. તો. ૪૩ા એ પાકા મણ ૧ ના રૂ. ૮॥~॥ ના ભાવે વેચી તો ૧ ટકો વટાવ કાપી આપી કેટલા રૂપીઆ લેશો?

(૭) ચુનચુની સાકર મણ ૧ નો ભાવ રૂ. ૮॥ ૦॥ હતો ત્યારે મું. મ. ૧૧૩॥ ૧ા શેર સાકર લીધી તો. સુ. તો. ૪૩ા ના પાકા મણ લેખે તે કેટલા રૂપીઆની થઇ. ?

(૮) ચુનચુની સાકર ગુણી ૧૨ તેનું વજન મું. મણ. ૭૮॥ ૩ રતલ છે, દર દાગીને ૨ રતલ બારદાન જતાં સુ. તો. ૪૩ા ના પાકા ૧ મણ ના રૂ. ૨૧ા ના ભાવે તેની કિંમત શી ગણાય?

(૯) સુ. તો. ૪૩ા એ પાકા ૧ મણ ના રૂ. ૯ા ૦॥ ના ભાવે મું. મ. ૩૬ા ૬ રતલ ચુનચુની સાકર લીધી તો તેની કેટલી કિંમત ગણાય?

(૧૦) સુ. તો. ૪૩ા એ પાકા ૧ મણ ના રૂા. ૧૦ાન્ના ના ભાવે અને મુંબાઇના મણનો ભાવ રૂા. ૮ાા છે. તો આપણે મું. મ. ૯૦ાાા ૩ શેર સાકર લેવી હોય તો કયા તોલ પ્રમાણે લેવાથી કેટલો ફાયદો થશે ?

---

## સુ. તોલ. ૪૪ ના હિસાબ.

કરીયાતું, ખસખસ, ગોખરૂ, ચીમડ, ચણોઠી, જરદાળુ, જીરૂં, ટંકણખાર, ત્રિફલાં, પીતપાપડા, લાલફટકડી, કાગદીબદામ, રાજગરો સરસ, શિંગોડાં, અખરોટ, અંજીર, અબરખ, ઇંદ્રિજવ વગેરે ઘણી ચીજો સુરતી તોલ ૪૪ શેર ના મણ ૧ ના ભાવથી વેચાય છે.

**રીત—કાચા પાકા તોલની રીતે માંહેની રીત વડે હિસાબ ગણી શકાય.**

**દાખલો**—લાલ ચણોઠી સુ. મણ ૩૯૯ાા ૪ શેર છે. સુ. તો. ૪૪ ના પાકા મણ ૧ ના રૂા. ૧૫ાા ના ભાવે કેટલા રૂા. આપવા.

**બીજી રીત મુજબ—**

```
૧૧)૩૯૯ાા ૪      ૪૪ પાકા મણના શેર   ૪)૪૪(૧૧ મો ભાગ
 ─────────    —૪૦                   ૪૪  બાદ કરવો.
   ૩૬ા ૪       ───                 ───
                ૦૪                  ૦૦

 મ. ૩૯૯ાા ૪ કાચું તોલ
   —૩૬ા ૪ પાકું તોલ કરવા બદલ ૧૧ મો ભાગ બાદ
 ─────────
 મ. ૩૬૩ાા ૦   નક્કી પાકું તોલ.
    ×૧૫ાા
   ───────
   ૫૪૪૫
      ૭ાા
    ૩૧૬ાાા
   ───────
 રૂા. ૫૬૭૩ા  જવાબ.
```

ચોથી રીત મુજબ.

દાખલો—ઉપરનોજ

```
 ૪૪                    ૩૯૯ાા ૪              ૩૯૯ાા ૪
×૪૦                       × ૪             — ૩૯ાા ૯ા ૬
 ───                  ─────────          ────────────
 ૪ વધારાના શેર  ૪૦) ૧૫૯૯ા ૬                ૩૫૯ાા ૪ાા ૪
                    ────────   એટલે લગભગ ૩૬૦ મણ
                 મ. ૩૯ાા ૯ા ૬   થયા તેથી ૩૬૦ મણ ધાર્યા.

   ૩૬૦         ૩૬૦      મ. ૩૯૯ાા ૪ કાચું તોલ
   × ૪         ×૩૬    —મ. ૩૯૬)    ત્રણસો સાઠ મણ પાકા
   ───         ───     ────────── બદલનું
૪૦)૧૪૪૦        ૩૯૬        ૦૦૩ાા ૪ વજનનો પાકો તોલ
   ────                          કરવો રહ્યો
     ૩૬

   ૩ાા ૪          ૩ાા ૪  કાચું તોલ        ૩૬૦  મ. પ. ધા.
    ×૪          — ૦ા ૫ા ૬                   ૩ાા બીજી વખ-
   ─────        ──────────                ────── ત ધારેલા
૪૦) ૧૫ા ૬   મ. ૩ા ૮ાા ૪  એટલે આસરે ધાર્યું  ૩૬૩ાા પાકા મણ
                                મણ          ×૧૫ાા
 ૩ાા ૪ કાચું તોલ   મ. ૩ાા       ૩ાા        ───────
 ૩ાા ૪                × ૪      ૦ા ૪    રૂ. ૬૮૧૯ાા જવાબ.
 ─────               ────     ──────
 ૦ ) ૦            ૪૦) ૧૪       ૩ાા ૪
                      ───
                      ૦ા ૪
```

## દાખલા.

(૧) સુ. તો. ૪૪ ના પાકા મણ ૧ ના રૂ. ૭ાા ની ૧ મણ ખસખસ મળે છે. તો સુરતી મણ ૩૦ા ખસખસના કેટલા પૈસા આપવા ?

(૨) ચારોળી સુ. તો. ૪૪ ના મણ ૧ ના રૂ. ૨૨।। ના ભાવે મળે છે. તો સુ. મ. ૪૧। નું શું આપવું ?

(૩) સુ. તો. ૪૪ ના પાકા મણ ૧ ના રૂ. ૧૦।। ના ભાવે ચિમડ મળે છે. તો મું. મ. ૪૧।। ૨ શેર ચિમડની કિંમત કેટલી ?

(૪) સુ. તો. ૪૪ ના પાકા મણ ૧ ના રૂ. ૮।। ના ભાવે જરદાળુ મળે છે. તો સુ. મ. ૩૬।। ૩ શેરનું શું આપશો ?

(૫) ત્રિફળાં મું. મ. ૩૩।। ૨ શેર લાવ્યા સુ. તો. ૪૪ ના પાકા મણ ૧ ના જો રૂ. ૯।।= પડતા હોય તો તે ત્રિફળાંની કિંમત કેટલી ?

(૬) કાગદી બદામ મું. મણ ૬૬।। ૨ શેર સુ. તો. ૪૪ શેર પાકા મણ ૧ ના રૂ. ૭૯।।।= ના ભાવે તે બદામનું શું લેવું ?

(૭) રૂ. ૯।।= એ મણના ભાવે અખરોટ મળતી હતી ત્યારે આપણે સુ. મ. ૬૫।। અખરોટ વેચેલી તો તેની ઉધરાણીના કેટલા પૈસા આવશે.

(૮) રૂ. ૫।।। ૦।। એ સુ. તો. ૪૪થી ૧ પાકો મણ અબરખ મળતો હોય તો મું. મ. ૬૩।। ૨ શેરનું શું પડશે ?

(૯) રૂ. ૭।।≈। એ સુ. તો. ૪૪થી ૧ પાકો મણ ઈંદ્રિજવ મળતા હોય તો મું. મ. ૩૭।૧૮ શેર ઈંદ્રિજવનો હિસાબ ૧ ટકા લેખે વટાવ કાપી કેટલો આપશો ?

(૧૦) સુ. તો. ૪૪ થી મણ ૧ ના રૂ. ૯।।≈।। ના ભાવે મું. મ. ૨૩।। ૪ રતલ ગોખરૂના કેટલા પૈસા આપવા.



## પાકા તોલ પરથી કાચો તોલ કરવાના હિસાબ.

**રીત**—પાકો તોલ ૪૦ શેર કરતાં જેટલા શેર વધારે કહ્યો હોય, તેટલાએ પાકા મણને ગુણી જેટલા શેર આવે તેના મણ કરી પાકા મણમાં ઉમેરવા.

**દાખલો**—સોપારી સેવરધની મું. તો. ૪૨ પાકા મણ ૧૫૨॥ છે. તો તોલ કરતી વખતે કેટલું વજન થયું હશે?

| | | |
|---|---|---|
| ૪૨ | ૧૫૨॥ પાકામણ | મ. ૧૫૨॥ પાકા મણ |
| — ૪૦ | × ૨ | ૭॥ ૫ |
| ૦૨ | ૪૦) ૩૦૫ શેર | મ. ૧૬૦) ૫ કાચા મણ |
| | મ. ૭॥ ૫ | જવાબ. |

**બીજીરીત**—પાકા મણના જેટલા શેર કહ્યા હોય, તેટલાએ પાકા વજનને ગુણી શેર કાઢી ૪૦ વડે ભાગવાથી કાચું તોલ આવશે.

**દાખલો**—સેવરધની સોપારી મુ તો. ૪૨ એ પાકા મણ. ૧૫૨॥ છે. તો કાચા મણ કેટલા હશે?

| | |
|---|---|
| ૧૫૨॥ પાકા મણ | ૪૦) ૬૪૦૫ (૧૬૦ મણ. |
| ×૪૨ | ૪૦ |
| ૬૩૮૪ | ૨૪૦ |
| ૨૧ | ૨૪૦ |
| ૬૪૦૫ શેર | ૦૦૦૫ શેર |

## દાખલા.

(૧) તોલ ૪૧ એ પાકા મણ ૧૯૩ાા ના કાચા મણ કેટલા થાય ?

(૨) સોપારી સેવરધની મું. તો. ૪૨ એ પાકા મણ ૧૦ાા ૩ાા રતલ છે. જો મુંબાઈના કાચા તોલે શેરના ૪ આનાનો ભાવ હોય તો તે સોપારીની કીંમત કેટલી ?

(૩) ૪૪ તોલે પાકા મણ ૧૪ાા ૨ાા શેરના કાચા મણ કેટલા થાય ? જો મણ ૧ નો ભાવ રૂ. ૨ા હોય તો કેટલા રૂપીઆ આપવા પડે ?

(૪) ૪૫ તોલે પાકા મણ ૭૩ાા ૨ શેરના કાચા મણ કેટલા થાય ?

(૫) ૪૮ તોલે મ. ૧૭૫ા ૧ા શેર પાકો તોલ જોખવાને સામે કેટલાં તોલાં મૂકવાં પડશે ?

(૬) પાકા મણ. ૩૭ાા ૪ શેર છે. તો તેનો કાચો તોલ કેટલા મણ કેટલા શેર ઉતરશે ?

(૭) સુ. તો. ૪૨ એ દર મણ ૧ પાકાના રૂ. ૭) પ્રમાણે રૂ. ૨૮૫૬ જીરાના હિસાબ બદલ ચુકવ્યા તો તોલ કરતી વખતે કેટલાં તોલાં મૂકી તે જોખ્યું હશે ?

(૮) સુરતી તોલ ૪૪ એ દર મણ ૧ ના રૂ. ૫ પ્રમાણે કરીયા-તાના હિસાબના રૂ. ૧૨૮ાજ્ઞ આપ્યા તો તોલ કરતી વખતે તેનું વજન કેટલું ઉતર્યું હશે ?

(૯) સુ. તો. ૪૧ા એ મણ ૧ ના રૂ. ૨૭૫ાા= ના ભાવે હાથી દાંત આપણે લાવેલા તેના રૂ. ૩૪૧૭૭ા દેવાના બાકી છે. તો તે હાથી દાંત કેટલા મણ લાવ્યા હોઇશું ?

(૧૦) સુ. તો. ૪૩ા એ પાકા મણ ૧ ના રૂ. ૧૩ાા= પ્રમાણે ૯૯ મણ પાકા ચુનચુની સાકર લાવી રૂ ૭ાા ની મુંબાઈના મણના ભાવે વેચી તો તે વેપારમાં કેટલો નફો થયો હશે ?

## ૬ મણુની કોથળીના હિસાબ.

બંગાળી ખાંડ, ચોખા અને સુરોખાર ૭ મણુની કોથળીના ભાવે વેચાય છે.

**રીત—મણુને ૬ એ ભાગી કોથળી કાઢવી, કોથળીને ભાવ વડે ગુણી ઉપરના મણ શેરની ફાળે પડતી કિંમત આવે તે ચઢાવવી.**

**દાખલો**—ચોખા ગુણી ૩૦ બારદાન બાદ કરતાં તેનું વજન મણ ૧૭૭ાા ૩ાા રતલ ૭ મણુની કોથળીના રૂ. ૩૦ાાા ના ભાવે ચોખાની કિંમત કેટલી ગણુવી ?

૬) મ. ૧૭૭ાા ૫ શેર

કો. ૨૯ાા ૦ાા ૫

૬)૩૦ાાા ૭ મણુનીકિંમત

૨) ૫)= એક મણુનીકિંમત
૨ાા- અર્ધો મણુની કિંમત

૨૯ાા ૦ાા ૫ રૂ. ૫)= એક મણુની કિંમત
×૩૦ાાા ×૨

૮૭૦ આના ૧૦ા પાંચ શેરની કિંમત
૧૫ા=
૨૧ાાા

૯૦૭)= સાડી ઓગણત્રીસ કોથળીની કિંમત
૨ાા- અર્ધા મણુની કિંમત
૦ાા=ા પાંચ શેરની કિંમત

૯૧૦ા-ા જવાબ

જવાબ. રૂ. ૯૧૦ા-ા

### દાખલા

(૧) બંગાળી ખાંડ ગુણી ૮ તેનું બારદાન જતાં વજન મણુ ૪૯ા ૫ શેર. ૭મણુની કોથળી ૧ ના રૂ. ૨૯ાા-ાા ના ભાવે તે ખાંડની કિંમત કેટલી ?

